શ્રીરામચંદ્ર પ્રસન્ન.

# શ્રીક્ષેત્ર નાશિક–પંચવટી

## અને ત્ર્યંબક વર્ણન.

આ પુસ્તક


શંકર ગણેશ ગોચિકે

એમણે રચ્યું



અને મુંબઈમાં

પં. હરિનાથ વિનાયક પાઠકે, જગદીશ્વર છાપખાનામાં છાપ્યું.

આવૃત્તિ પહેલી.

ડીસેંબર ૧૯૨૦.




કીંમત ૧૨ આના.

## શ્રી ક્ષેત્ર નાસિક-પંચવટી અને ત્ર્યંબકેશ્વર વર્ણન.

## અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

નાસિક એ ઘણા જુના કાળથી પ્રસીદ્ધ ક્ષેત્રની જગા છે. તેથી અંહી ઘણા દુરથી હજારો જાત્રાળુ આવે છે. તે ઠેકાણે આવનાર બધા લોકો જાત્રાળુ હોય છે એમ કાંઇ નથી. હમણાંના ઘણા શ્રીમંત અને મધ્યમ સ્થિતીના લોક નિશાળો અને માહાવિદ્યાલયના વિદ્યાર્થી, ઓફીસના–મોટા અધિકારી–રજાના દિવસોમાં ખાસ બાહાર ગામથી ગુંફાઓ, દેવળો, તિર્થો કિલ્લાઓ, જુની ઇમારતો, વગેરે ઇતીહાસ અથવા–પુરાણમાં પ્રસિદ્ધ સ્થલો જોવા આવે છે.

આવે ઠેકાણે આવ્યાબાદ કયા ઠેકાણાં ( સ્થલો ) જોવાલાયક છે ને વિશેની ખબર તેઓને હોતી નથી. તે જે મિત્રને ત્યાં અગર ગોરને ત્યાં ઉતરે છે તે જે સ્થલો દેખાડશે તેટલાં જોઇને અને તે વિશેની જે હકીકત કહેશે તે સાંભળીને સંતોષ પામવો પડે છે. આવે વખતે અહીંની એકંદર માહીતીનું પુસ્તક હોવાથી તેમને ખરી હકીકત મળવાથી તેમની યાત્રા અથવા પ્રવાસ સુલભ થઇને શ્રમ અને વગર કારણનો તો ખર્ચ બચે એવા હેતુથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું હાથ લીધું છે.

આ પુસ્તકમાં ઇતિહાસીક, પુરાણીક, અને હાલનું સ્વરૂપ, એવા મુખ્ય ભાગ છે અને તેના વિષયો અનુક્રમ પ્રમાણે લખી–બીજા પેટા ભાગ કરવામાં આવેલા છે. સ્થલોની ઇતિહાસીક અને બીજી ઉપયોગી ખબર " નાસિક ગેઝેટીયર " માંથી લીધી છે. તેને માટે લેખક તે ગ્રંથ કર્તાનો ઘણો આભારી છે.

આ પુસ્તકમાં નાસિક ક્ષેત્રમાં જવાને મળનારાં વાહનનાં સાધનો વજનનાં પ્રમાણ, નાસિક–પંચવટીમાંના–દેવળો–તિર્થો–જોવાલાયક સ્થલો, ધાર્મિક ખબર, દર વરસે થનારી યાત્રાઓ અને ઉત્સવએ કયારે હોય છે તેની હકીકત આપેલી છે. પુસ્તકમાં કરેલાં સ્થલ વર્ણનનું મહત્વ ધ્યાનમાં આવવા માટે સુંદર દસ ફોટો આ પુસ્તકમાં આપ્યા છે.

આ પુસ્તક લખવામાં રા. રા. ગોવિંદ આબાજી શોચે, પેન્શનર આ ડેપ્યુટી એજ્યુકેશનલ-ઈન્સપેકટર નાસિક—એમણે પોતાનો અમુલ્ય વખત ખર્ચ કરીને ખરા અંતઃકર્ણથી મદત કરી છે તે બદલ હું તેમનો ઘણોજ આભારી છું. તેમજ શ્રીક્ષેત્ર ત્ર્યંબકેશ્વરની હકીકત આપવાના કામમાં રા. રા. રામચંદ્ર ત્રીંબક ચીપળુણકર માજી કારભારી સંસ્થાન જવ્હાર એમણે મને જે મદદ કરી છે તે બદલ હું તેમનો આભારી છું. વળી, આ પુસ્તક તૈયાર થવા પહેલાં મારા મિત્ર, રા. રા. માહાદેવ ગણેશ ગોરે, "મધુકર" ના માલેક એમણે મને જે જે ઉપયોગી સુચના કરી તેને માટે હું તેમનો પણ આભારી છું.

આ પુસ્તકમાં જોડેલા ફોટો નાસિકમાંના પ્રસિદ્ધ ફોટોગ્રાફર આર પુરણસીંહ અને સન્સ એમણે કાઢેલા છે

આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર કરવાના કામમાં રા. રા. સુર્યકાંત વિ. મોદી-પોષ્ટ માસ્તર માંડવી-એમણે જે મદત કરી છે તેને માટે હું તેમનો પણ-આભાર માનું છું.

આ પુસ્તક છાપવાના કામમાં જગદીશ્વર છાપાખાનાવાળાઓ એ જે મેહનત લીધી તે બદલ હું તેમનો આભાર માનું છું.

આ પુસ્તકના વિષયો સંબંધે કોઈપણ સુચના અથવા વધારે માહીતી જે કોઈ કૃપા કરીને આપશે તે બીજી આવૃત્તિ છાપવાને વખતે ખાસ ધ્યાનમાં લેવામાં આવશે.

છેવટમાં લખવાનું કે કોઇપણ જાતનો-અધિકાર ન હોવા છતાં આ પુસ્તક લખવાનું કઠણ કામ-એ પરમેશ્વરની કૃપાથી પાર પડયું છે તેના ચરણાવીંદમાં લીન થઈ આ પુસ્તકની પ્રસ્તાવના પુરી કરૂં છું.

માહે દીસંબર ૧૯૨૦.
આચાર્યાની ચાળ.
લેડી જમશેદજી રોડ,
દાદર-મુંબઇ.



શંકર ગણેશ ગોચિંડે.
પુસ્તક કર્તા.

# શ્રીક્ષેત્ર નાસિક–પંચવટી અને ત્ર્યંબક વર્ણન.



**સ્થળ વર્ણન.** નાસિક આ ચતુર્યુગ પ્રખ્યાત હરીહરાત્મક મોટું ક્ષેત્ર શ્રી ગોદાવરીના દક્ષિણ કાંઠે આવેલું છે. આની પૂર્વ બાજુએ પંચવટી છે, ઇ. સ. ૧૮૭૦ થી નાસિક જીલ્લો ગણાય છે અને હમણાં તે સદર જીલ્લાનું મુખ્ય સ્થળ છે. આનું ક્ષેત્રફળ લગભગ સાત ચોરસ માઈલ છે, અહીં લોકવસ્તી ૩૧૨૧૧ છે. આ શહેરની ઉત્તર અક્ષાંસ ૨૦°–૨' અને પૂર્વ રેખાંશ ૭૩°–૮૦° છે. શહેર દરીયાની સપાટીથી ૧૯૬૦ ફુટ ઉંચે છે, અહીંની હવા સારી ને નીરોગી હોઈ ક્ષયના દરદીઓને માફક આવે તેવી છે, અહીં જાન્યુઆરી માસમાં ઘણી થંડી ૫૫ થી ૧૦૦ સુધીની હોયછે. અહીં ઉનાળામાં ગરમી સમતોલ હોય એપ્રીલ માસમાં તાપ ઘણો સખ્ત લાગે છે. અહીં વધારેમાં વધારે વરસાદ ૫૬ ઇંચ પડે છે. અને ઓછામાં ઓછો ૨ ઇંચ પડેછે. વરસાદનું સરાસરી પ્રમાણ ૩૦ ઇંચનું આવેછે, નાસિક આ જીલ્લાનું ઠેકાણું થવાને લીધે નાસિક અને પંચવટી બંન્નેની વસ્તી વધતી જાયછે. આ શિવાય પવિત્ર એવી ગોદાવરી નદી આ બંન્ને ઠેકાણેથી મધ્યમાં વ્હેતી હોવાને લીધે, અને બંન્ને ઠેકાણે વસ્તી હોવાને લીધે ગોદાવરી કાંઠાનો દેખાવ અત્યંત રમણીય અને મનને રંજન કરે તેવો છે. આવો રમણીય અને મનને રંજન પમાડે તેવો દેખાવ થોડીજ જગ્યાએ મળે. ગોદાવરી નદીપર નાસિક અને પંચવટીના ભાગ જોડનારો વિક્ટોરીયા નામનો પુલ ઈ. સ. ૧૮૯૭ માં બંધાયો છે. તે બાંધવા સારૂં અઢી લાખ રૂપીઆ ખર્ચ થયોછે. આ લોકોપયોગી કામનો

સર્વ આભાર કે. રા. બ. કાસિનાથ મહાદેવ થત્તેને છે. અહીં મ્યુનિસિ-
પાલીટીની સ્થાપના ઈ. સ. ૧૮૬૪ માં થઈ અને ઇ. સ. ૧૮૭૪ માં
સીટી મ્યુનિસિપાલીટી તરીકેના રૂપમાં બદલાઈ. આમાં લોકો તરફથી
ચુંટેલા ૧૬ તથા સરકાર તરફથી નીમેલા ૮ મળી ૨૪ સભાસદો હોઇ
અધ્યક્ષસ્થાને આમાંનો એક ચુંટેલો હોયછે. મ્યુનિસિપાલ કમીટીની
વાર્ષીક આવક લગભગ દોઢ લાખ રૂપીઆની છે. ઇ. સ. ૧૮૮૭ થી
મ્યુનિસિપાલ કમીટીએ અહીં દરેક આવનાર જાત્રાળુ પાસેથી ચાર
આના કર લેવો એવું ઠરાવ્યું છે.

**નાસિક ક્ષેત્રનો રસ્તો.** નાસિક આવવા સારૂં નાસિક–પૂનારોડ, મુંબઈ–આગ્રારોડ, નાસિક–પેઠરોડ, નાસીક–હરસુલરોડ, અને નાસિક–ત્ર્યંબકરોડ આ સડકના રસ્તા હોઇ જી. આઈ. પી. રેલવે લાઈનપર નાસિકરોડ નામનું સ્ટેશન છે. આ સ્ટેશન મુંબઈથી ૧૧૭ મૈલ દુર છે. કાઠીયાવાડ તથા
અમદાબાદ તરફના યાત્રાળુઓને સુરત જંકશનથી ટાપ્ટીવેલી રેલવેમાં
અમલનેર જંકશન સુધી જઈ ભુસાવળ જંકશનથી નાસીકરોડ જવાસારૂ
માર્ગ છે. સ્ટેશનની બંન્ને બાજુએ મોટા પ્લેટફાર્મો હોઈ એક બાજુ-
એથી બીજી બાજુએ જવાસારૂ પુલ છે. માલ ઉતારવા સારૂ એક
મોટું જુદું ગોડાઉન છે. પહેલા, બીજા, અને ત્રીજા વર્ગના ઉતારૂ વાસ્તે
જુદા જુદા વેઇટીંગ રુમો છે. પણ ઉતારૂઓની આવ જાવ ઘણી હોવાને
લીધે રેલવે કંપનીએ એક, બે ધર્મશાળા બંધાવી છે. સ્ટેશનપર ચહા
કોફીની દુકાન છે, સ્ટેશનથી ક્ષેત્ર નાસિક પાંચ માઈલ દુર છે. સ્ટેશનથી
બહાર નીકળ્યા પછી ઉતારૂઓ ગામમાં લઇ જવા સારૂં ઘોડાના ટાંગા
મોટરો, બળદગાડી, અને ટ્રામ, ઉભેલી જણાય છે. સ્ટેશનથી શહેરમાં
જવાસારૂં સારી પાકી સડક છે. સડકની બેઉ બાજુએ છાંયો પડે તેવા
મોટા ઝાડો છે. ભાડાની ગાડીના દરો સરકાર તરફથી ઠેરવાયલા છે

છતાંપણ ઉતારૂઓને ગાડીની સંખ્યાપર ભાડાનું ઘણું કરીને પ્રમાણ લેવામાં આવે છે.

સ્ટેશનની સામે અને આજુબાજુએ બર્મા ઓઇલ કંપની, સ્ટેનડર્ડ ઓઇલ કંપની વગેરે કંપનીઓની ઘાસલેટની મોટી મોટી ટાંકીઓ છે. બહારગામના વેપારીઓના માલની સગવડ સારૂં અત્રે દલાલો છે. સ્ટેશનથી પચાસ યાર્ડ દુર નાસિકરોડ પોસ્ટ અને તાર ઓફીસ છે. સ્ટેશનની અને પાસેના હવા ખાવાના બંગલાઓની અહીંથીજ ટપાલના કાગળોની વહેંચણી થાય છે. પોસ્ટ ઓફીસ પાસે વાણીયા, વહોરા, અને કંદોઇ વગેરેની પંદર, વીસ દુકાનો છે. અહીથી આગળ રસ્તાની ડાબી બાજુએ દાદાચંદજી નામના પારસી ગૃહસ્થનો બંગલો છે. એ સીવાય તેની પાસે સરદાર વીંચુરકર એમનો પણ બંગલો છે તે હમણાંજ એક ભાટયા ગૃહસ્થે વેચાતો લીધેલ છે. આ બંન્ને બંગલા ભાડાથી મળી શકે છે. સ્ટેશનથી નજદીક પાચી ફિપસન સેનેટોરીઅમ છે તેમાં સોળ નાના નાના બંગલા ( બલોકસ ) હોઇ છ યુરોપીઅન, ચાર હીંદુ, બે પારસી અને ત્રણ બીજી કોમની જાતો સારૂ છે. અહીંથી આગળ લક્ષ્મીવાડી આવે છે જયાં ત્રણ ચાર બંગલાઓ છે. અહીં બહાર ગામના ઘણા લોકો હવા ફેર કરવા સારૂં આવે છે. આ બંગલા કાયમ અથવા ફકત સિઝન સારૂ ભાડાથી મલે છે. આ વાડીમાના કુવાનું પાણી પીવામાં બહુજ સારૂ છે. અહીંસામે મુંબઇના એક શેરદલાલ નામે વેણીલાલના ત્રણ બંગલા છે.

આ બંગલાની નજદીક થોડે દુર મુંબઇના પ્રસિદ્ધ કોનટ્રાકટર રાવ સાહેબ માનાજી રાજુજીની કીંગર્જોર્જ હીંદુ સેનેટોરીઅમ છે. જે હીંદુ લોકોસારૂં આરોગ્ય ભુવન છે. આવી રીતે આ પાંચ બંગલાઓ પ્રસિધ્ધ છે. કીંગજોર્જ હીંદુ સેનેટોરીઅમમાં રહેવા સારૂં કોઇપણ હીંદુને ફકત એક મહીનો રહેવા સારૂં જગા મળેછે પણ તે નાસિકનો રહીશ

ન હોવો જોઈએ. આ સર્વે આરોગ્ય ભુવનો સ્ટેશનથી એક માઇલની અંદર હોવાને લીધે ત્યાં રહેનારા લોકોને નાસિક રોડ ઉપરના દુકાનોમાંથી જરૂરી ચીજો મળી શકેછે.

શહેર સુમારે દોઢ માઇલ દુર હોઇ પ્રથમ નાસિર્ડી નદીનો પુલ આવેછે, શહેરના નાકા આગળ આવતાં ક્ષેત્રના ગોરો ( બ્રાહ્મણો ) નજરે પડેછે. દરેક ઠેકાણે જ્યાં ક્ષેત્ર હોયછે ત્યાં એવો રીવાજ છે કે જે કોઈ યાત્રા કરવા સારૂ આવેછે તેમનાં નામો ક્ષેત્રના ગોરો પોતાના ચોપડામાં નોંધી લેછે અને તે નામો બહાર ગામનો કોઇ યાત્રાળૂ આવે તેને વાંચી બતાવેછે અગર તો જ્યાં યાત્રાળુ ઉતરયો હોય ત્યાં તેને મુકામે આ નામનો ચોપડો લઇ જાયછે. યાત્રાળુઓના વડીલોએ જે ગોરને ત્યાં એમનું નામ લખાવ્યું હોય ત્યાંજ તેમના વંસજોએ જવું જોઈએ, એવો રીવાજ છે, અહીં ભિક્ષુક બ્રાહમણોના ઘરો ઘણાજ પ્રાચીન વખતના છે અને તેમની પાસે ઇ. સ. ૧૪૫૦ થી તેમની વૃતીના લેખો જોવામાં આવેછે, પોત પોતાનાં યજમાન પોતાને ઘેરે આવે તેથી ગોર અને યજમાન બંન્નેને સગવડ કરતાં થઇ પડેછે કારણ દરેક ગોર પોત પોતાને ઘેર પોતાના યજમાનને સોધી કાઢી લઈ જવા સારૂં તજવીજ કરેછે. યજમાનની સંભાળ રાખવી, તેમની પ્રિતી મેળવવી, તેમને જાત્રા કરાવવી, અને ક્ષેત્રના જોવા જેવા ઠેકાણાં બતાવવા આ બધાં કામો તેમને હોયછે.

દરેક યાત્રાળુને મ્યુ. કમીટીને માણસ દીઠ ચાર આના કર આપવો પડેછે જે બદલ કમીટી તરફથી છાપેલી પાવતી મળેછે. જો કોઇ માણસ યાત્રાળુ ન હોય અને તેની પાસેથી કર લેવામાં આવ્યો હોય તો તે જો આઠ દીવસની અંદર આપેલી પાવતી સાથે શહેરના પ્રતિષ્ઠીત માણસનો દાખલો રજુ કરે તો મ્યુ. કમીટી તરફથી કરના લીધેલા પૈસા પાછા મળેછે.

જબલપોરની ઈશાન્યે સુમારે ૬૦ માઇલપર મધ્ય પ્રાંતમાં ભરહુત (ભરતપુર) માં એક સ્થંભ છે જેનીપર નાસિક સંબંધીનો બહુજ જુનો ઇ. સ. પહેલા બસો વર્ષ અગાઉનો લેખછે. વસુકની ધણીયાણી નાસિકની ગોરક્ષિતાની બક્ષિસ બદલનો લેખ છે. પાંડવ લેણાની ૧૮ અને ૧૯ મી ગુફાંઓમાં ઇ. સ. પહેલાં ૧૨૫ થી ૧૦૦ વર્ષ અગાઉનો શિલા લેખછે તેમાં નાસિક સંબંધીનો ઉલ્લેખ છે. જેમાંના એક લેખ નાસિકના એક ધર્માર્થી માણસે તે ગુંફા કર્યા બદલનો છે બીજો લેખ નાસિકના અનાજના વેપારીએ તે ગુંફાનો આગલો ભાગ કોરયા બદલનો છે. આ બંન્ને લેખપરથી ઈ. સ. અગાઉ ૧૨૫ થી ૧૦૦ આ વરસો સુધી નાસિક રાજકીય દ્રષ્ટીમાં ઘણુંજ મહત્વનું હોય એમ જણાય છે. કારણ ધર્માર્થી લોકોનું દક્ષિણમાંનું આ કદાચીત મુખ્ય રથાન હોય, આ ગામ મોટા વ્યાપારીઓનું ઠેકાણું હતું અને ઘણાં વેપારીઓ અહીં વસ્તા હતા.

**નાસિક ક્ષેત્રની ઇતીહાસીક માહીતી.**

ઇ. સ. પછી પાંચમાં અગર છઠા સૈકામાં પાંડવ લેણાને કોરેલા લેખમાં નાસિકનો ઉલ્લેખ નથી. નાસિકની પશ્ચીમે છ માઈલપર આવેલા ગોવર્ધન બદલ આ લેખમાં ઘણીજ વખત હકીકત આવેલી છે. એ વખત ગોવર્ધન આ જીલ્લો હોવા બદલ, ત્રણ વખત વણકરો અને ધાન્યના વેપારીઓ રહયા બદલનો લેખ છે, જો અહીના મુખ્ય અધીકારી ઓએ આ મુખ્ય ઠેકાણું રાખ્યું હોત તો પણ ધર્મદ્રષ્ટીથી અને વ્યાપારદ્રષ્ટીથી નાસિક એ મહત્વનું ઠેકાણું હતુ એમાં શંકા નથી, કારણ ઇ. સ. ૧૫૦ માં મિસર દેશના પ્રસિધ્ધ તાલમી ભુગોળકારે નાસિકને નાસિકા કહયું છે. ઇ. સ. ૫૦૦ ના અરસામાં પ્રસિધ્ધ જોતિષી વરાહમિહીરે નાસીકને એક હિંદુસ્થાન અથવા જંબુદ્વિપમાં આવેલો એક ભાગ છે એમ કહયું છે. ત્યારપછી ચાલુકય, રાઠોડ, ચાંદોર, અને દેવગીરી યાદવ ક્ષત્રીય વંશના રાજાઓની આ ઠેકાણે સત્તા હતી.

અગ્યારમી અથવા બારમી સદીના સુમારે નાસિક શહેરમાં જૈન ધર્મનો ઘણો પ્રચાર હતો એવું જણાય છે કારણ નાસિકની ઉત્તરે ત્રણ માઈલ દુર ચાંભાર લેણી આવખતની કોરેલી હોય એમ જણાય છે અને પાંડવ ગુંફામાંની ૧૦ મી અને ૧૧ મી ગુંફાઓમાં ફેરફાર અને સુધારો આજ વખતે જૈનોએ કર્યો. ચૌદમી સદીની સરૂઆતમાં જૈન લોકોના ધર્મગુરૂ અને લેખક જૈન પ્રભાસુરી એમને હીંદુસ્થાનના તીર્થો બદલ લખેલાં પુસ્તકમાં નાસિક સારૂ એક પ્રકરણ લખેલ છે, તેમાં તેને નાસિકના જુનાં નામો પદ્મનગર અને જનસ્થાન એવા આપ્યાં છે. આ વખતે ચંદ્રપ્રભાસ્વામી એમનુંજ દેવળ નાસિકમાં હતું અને તેનેજ કુંતિ બિહાર કહેતા હતા અને આ નામ પાંડવની મા કુંતિપરથી પડેલ હતું.

ચૌદમી સદીની સરૂઆતમાં નાસિક એ દોલતાબાદ અહીના દીલ્હીના સુબેદારના તાબામાં હતું. ઈ. સ. ૧૩૫૦ પછી તે બહામણી રાજ્યના તાબામાં ગયું. સોળમી સદીની સરૂઆતમાં તે બાહમણી રાજ્યના તાબામાંથી અહમદ નામના મુસલમાનના તાબામાં ગયું અને સો વર્ષ પછી મોગલોએ તે છીનવી લીધુ. મોગલ બાદશાહમાંના એકે આ નામ બદલીને ગુલછનાબાદ પાડયું અને તે એક સુબાનું મુખ્યસ્થાન કર્યું. દિલ્હીદરવાજો, કાજીપુરા અને જુમ્મામસજીદ આ સર્વ મુસલમાન રાજધાની વખતના છે. ઈ. સ. ૧૬૮૨ માં ઔરંગઝેબ બાદશાહનો બંડખોર રાજપુત્ર અકબર અહીં રહયો હતો. ઈ. સ. ૧૬૮૪ ના સુમારે મરાઠાઓ એ આજુબાજુ લુટાલુટ કરવાંની સરૂઆત કરી. પરંતુ મોગલ સેનાપતી ખાનજહાન આવતાંજ તેઓ નાસી ગયા. આ પછી મરાઠાઓ એ થોડી સત્તાં મેળવેલી છે એમ જણાય છે. કારણ રામકુંડનું બાંધકામ ઈ. સ. ૧૬૯૬ માં પુરૂં થયું છે. ઈ. સ. ૧૭૦૫ માં નાસિકના સુબેદારના વખતમાં મરાઠા અમલદાર હતા જેઓને સુબેદાર

તાબામાં લેવા અસમર્થ છે એમ લાગ્યું કારણુ તેને લુટારૂઓની એકટોળી એકઠી કરી આ ટોળી જે લુટ કરી આવે તેમાં તેનો ભાગ રાખ્યો હતો. અહીંના જુના લેખપરથી એવું લાગે છે કે નાસિકનો આજુબાજુનો ભાગ ઇ. સ. ૧૭૫૧ થી ૫૨ સુધીમાં પેશવાના તાબામાં ગયેલો હોય કારણુ તેજ વખતથી ગુલછનાબાદ એ નામ જઈ જુનું નામ નાસિક આ પ્રચારમાં આવ્યુ. ઇ. સ. ૧૭૪૭ ના સુમારની મુસલમાની હકીકત પરથી એમ લાગે છે કે નાસિક પાસેનો કીલ્લો અને મુલ્હેર નિઝામના તાબામાં હતા. ઇ. સ. ૧૭૪૦ માં નાસિકમાં મરાઠાઓની સત્તાની સ્થાપના થઈ કારણુ તે વખતે નીલકંઠેશ્વરના મંદીરનું કામ પુરૂં થયું અને રામેશ્વર અથવા નારો શંકરના દેવળો બાંધવાની સરૂઆત થઈ. આપછી જલદી નીઝામ સલાબતજંગપર ઇ. સ. ૧૭૬૦–૬૧ માં મરાઠાઓએ જીત મેળવી અને નાસિકને તેમના ઠેકાણાપૈકી એક મુખ્ય ઠેકાણું રાખ્યું. તેઓએ સરસ્વતી નદી ના ઉત્તરે આવેલું નવા પુરા વસાવ્યું. માધવરાવ પેશવાની કારકીર્દીમાં નાસિક વધારે પ્રખ્યાત થયું અને જે દેવળો અહીં હમણાં છે તે તથા કુંડો, ઘાટ વગેરે ત્યારનાંજ બંધાયલા છે. પેશવાના મામા ત્રિંબકરાવ પેઠે એમને પણ અહીં ઘણી મોટી મોટી ઇમારતો બંધાવી છે. માધવરાવની મા ગોપિકાબાઈ પણ આ પુણ્ય ક્ષેત્રમાં તેમનો ઘણો વખત વ્યતીત કરતાં હતાં, સિવાય રઘુનાથરાવ પેશવાનું અહીં રહેવાનું પ્રીયસ્થાન હતું અને નાસિકની પશ્ચિમે ચૌંધ્ય નામનું ગામ હતું જેને રઘુનાથરાવની ધણીયાણી આનંદીબાઇએ આનંદવલ્લી એ નવું નામ આપ્યું અને તે સીવાય એવું કહેવામાં આવેછે કે નાસિક શેહરની વસ્તી પશ્ચિમ બાજુએ થવાનો જોઇએ એવી આનંદીબાઇની ઇચ્છા હતી. સુમારે ઇ. સ. ૧૭૯૦ ના અગાઉ નાસિક અથવા ગુલછનાબાદ આ સંગમનેર જીલ્લામાનું તાલુકાનું ઠેકાણું હોઈ મુખ્ય થાણાનું ગામ હતુ સને ૧૮૧૮ માં સિવિલ કમીશનર કેપટન બ્રિગ એ નાસિક લીધું તે

વખતે અહીં રહેલ પેશવાનું ૭૬ લાખ રૂપીઆનું જવાહીર, અને ૧૨ હજાર રૂપીઆનો ચાંદીનો સામાન તેમને મળ્યો એવું કહેવાય છે. ત્યાર પછી ઇ. સ. ૧૮૪૩ માં યુરોપીયન લોકોએ કરેલો ગૌવધ અને ઈ. સ. ૧૮૫૩ માં રાઘોજી નાયક એમને કરેલું બંડ આ બંન્ને શાંતતાવિઘાતક કૃત્યો બન્યા.

જીલ્લાની મુખ્ય કચેરીઓ અને કોર્ટો શહેરની પશ્ચીમે થોડે દુર છે. પબલિક વર્કસ ડીપાર્ટમેન્ટ, ફોરેસ્ટ ડીપાર્ટમેન્ટ, પોલીસ ટ્રેનીંગ સ્કુલ વગેરે શહેરથી એક માઇલ દુર છે. આ સરવે સારૂં સરકારી જુદા જુદા મકાનો છે. પુલપરનો સરકારવાડો, આદીતવાર પેઠમાં પહેલાં કોર્ટો અને કચેરીઓ હતી તે વાડો (રાસ્તરીકરનાવાડો) અને ગંગાનદીના કાંઠાનુ ખુલ્લું ચોગાન એટલાંજ સ્થળો પેશવાની યાદગીરી છે. અહીંની સિવીલ હાસપીટાલ સને ૧૮૪૦ માં સ્થાપન થઈ બીજું બાઈ ધનકોર બાઈ એમનું પણ સ્ત્રીઓ સારૂં અહીં દવાખાનું છે. શ્રીનારાયણદાસ કાકરસી મુળજી એમણા કૈ. પત્ની વેલબાઇના સ્મરણાર્થ ઈ. સ. ૧૮૯૦ થી પંચવટીમાં ધર્માદા દવાખાનું ચાલું છે. મલ્હાર દરવાજા પાસે ગંગાપુર રસ્તાપર સર દીનશા માણેકજી પીટીટનું હોરો સારૂં ધર્માર્થ દવાખાનું છે. આ દવાખાનાનો પાયો નાખવાની ક્રીયા મુંબઇના ગવરનર લોર્ડ હેરીસે તા. ૧૪ મી જાનેવારી સને ૧૮૯૫ માં કરી હતી.

ઝનાના બાયબલ અને મેડીકલ મિશનઃ—આ મિશન સારૂં પંચવટીની બાજુમાં જગા વેચાતી લઈ સ્ત્રીઓ અને છોકરાંઓ સારૂં ધર્માર્થ દવાખાનું ઈ. સ. ૧૯૧૪–૧૫ થી સરૂં કર્યું છે. તેમાં સુવાવડી સ્ત્રીઓની ઘણી માવજત કરવામાં આવેછે અને તેઓને ત્યાં રહેવા સારૂં મકાનો બાંધ્યા છે. અહી બે પોસ્ટ અને તાર ઓફીસો છે એમાંની એક શહેરમાં પુલપર સરકાર વાડા નજદીક સીટી પોસ્ટ અને તાર ઓફીસ અને બીજી શહેરની બહાર ત્ર્યંબક જવાના રસ્તાપર

જનરલ પોસ્ટ અને તાર ઓફીસ છે. શહેરની બહાર કોર્ટ અને કચેરીના સામે ઇંગ્લીશ હાઈસ્કુલ છે. જેમાં છસો વિદ્યાર્થી ભણી શકે તેવી સગવડ છે. હાઈસ્કુલ સારૂ પથ્થરનું ભવ્ય બીલ્ડીંગ હોઈ તેની સામે વિદ્યાર્થીઓને રમવા સારૂં મોટી પ્લેગ્રાઉંડ છે. શહેરમાં રે. ડી. કે. શિંદે એ સ્થાપન કરેલી સેંટ જોર્જીસ હાઈસ્કુલ, સરકારી હાઇસ્કુલ અને હાઇસ્કુલ સિવાય કલવણકર વગેરે મંડળીએ ઈ. સ. ૧૯૧૮ માં સ્થાપન કરેલી ન્યુ ઇંગ્લીશ સ્કુલ છે, જેમાં ઇંગરેજી પાંચ ધોરણ સુધી શીખવવામાં આવેછે. નાસિક–પંચવટી મળી મ્યુનિસિપાલટીની છોકરાંઓ સારૂં પાંચ અને છોકરીઓ સારૂ બે એવી મરાઠી સ્કુલોછે. મુસલમાન છોકરાંઓ સારૂં અને છોકરીઓ સારૂ એક ઉર્દુ નીશાળ છે. સિવાય શહેરમાં છોકરાં છોકરીઓ સારૂ એક એક મિશનરી સ્કુલ છે. ઉદ્યોજી મરાઠા બોરડીંગ આ નામની અહી એક સંસ્થા છે અને આ સંસ્થા સારૂં નાસિકની પશ્ચીમે ગંગાપુર રસ્તાપર વોટર પંપીંગ સ્ટેશન આગળ એક સ્વતંત્ર ઈમારત છે, જેનો પાયો નાખવાની ક્રીયા કોલ્હાપુરના મહારાજાએ ઇ. સ. ૧૯૨૦ નાં એપ્રીલ માસમાં કરી હતી. અહી રઘુનાથ ભટજીના મઠમાં એક સંસ્કૃત પાઠશાળા છે. બીજી શુકલયજુ શાખીય વેદશાસ્ત્ર પાઠશાળા છે તેમાં વૈદકશાસ્ત્ર, જ્યોતીષ, બ્રહ્મકર્મ વગેરે વિષયો શીખવવામાં આવેછે. ત્રીજી ગોરેરામ આગળ ઋગ્વેદી પાઠશાળા છે. પંચવટીમા સનાતન સંસ્કૃત પાઠશાળા છે જેમા કાવ્ય શાસ્ત્રાદી વિષયો શીખવાય છે. બીજી શ્રીમતી નયનબાઇ અને માનબાઈ એમની ધર્માર્થ સંસ્કૃત પાઠશાળા છે. અહીં નાસિક જનરલ લાયબ્રેરી નામનું પુસ્તકાલય ઈ. સ. ૧૮૪૦ માં સ્થાપન થયું. પંચવટીમાં નારાયણજી પુસ્તકાલય આ નામથી ભાટીયા જાતીની શ્રીમતી નયનબાઇ અને માનબાઇએ કેવળ ધર્માર્થ વાંચનાલય પોતાની ધર્મશાળામાં શરૂ કર્યું. શહેરમાં કેતકર ટાઉનહોલમાં ઈ. સ.

૧૯૧૯ થી જસટીસ રાનડે ફ્રી લાયબ્રેરી શરૂ થઈ. દામોદર ગોવરધનદાસ સુખડવાળા એમને ફક્ત આ વાંચનાલય સારૂં રૂપીઆ ૧૫૦૦ બક્ષીસ આપ્યા, સિવાય રતનજી રણછોડજી દેશાઇ હાયકોરટ વકીલ, મુંબઈ એમને પણ આ લાયબ્રેરી સારૂ રુપીઆ ૫૦૦૦ આપવાનું વીલમાં લખેલ છે એમ જણાય છે. પૈસાફંડના પ્રસિધ્ધ સ્વયંસેવક કૃષ્ણાજી મહાદેવ રાનડેએ એમનાં પત્ની સૌ. સત્યભામા બાઇના સ્મરણાર્થે મફત વાંચનાલય ઇ સ. ૧૯૧૮ થી સરૂ કરયું. શહેરની પશ્ચીમે લગભગ ૨૦ માઇલપર શરણપુર નામનું મીશનરી વસ્તીનું ઠેકાણું છે. ઇ. સ. ૧૮૫૪ માં ચર્ચ મીશન સોસાયટીના રેવ્હરંડ ડબ્લ્યુ. એસ. પ્રાઇસ સાહેબ હતા તેમને સરકાર પાસેથી વારસીક પટેથી જમીન લઇ તે જગાએ નિરાશ્રીત છોકરાંઓ સારૂ રહેવાની જગા, નિશાળ, અને કારખાના બાંધ્યા. અહી એક મોટું ખીરીસ્તી લોકોનું દેવળછે.

પાંજરાપોળઃ—કાટર્યા મારૂતી આગળ જતાં તે આવેછે. અહીંના પ્રમુખ વેપારી અને સદગૃહસ્થો અને મુંબઈના ધાર્મીક ભાટયા લોકોની મદદથી આ પાંજરાપોળની સ્થાપના ઇ. સ. ૧૮૮૯ માં થઇ. અહી ગાયોની વ્યવસ્થા સારી હોઈ નાસિક પંચવટીના લોકોના નાનાં છોકરાંઓસારૂં ચોખ્ખું પાણીના મીશ્રણ વગરનું દુધ મળવાની વ્યવસ્થા કરવામાં આવીછે.

ખ્રીસ્તી મીશનરી બાઈ મીસ હારવે એ ઈ. સ. ૧૯૧૮ માં એક બાજુએ સ્વતંત્ર શહેરથી અર્ધો માઈલ દુર કાટર્યા મારૂતી આગળ જમીન વેચાતી લઇ મોટા રોગો સારાં કરવા સારૂં ઇમારત બાંધી છે. આ રોગના દરદીઓની દવા અને ખાવા પીવાની સગવડ અહીંજ કરવામાં આવે છે. મલ્હાર દરવાજાની બાજુએ જુની પોલીસ લાઈન આગળ કૈ. ગંગાધર નરસિંહ કેતકર એમની યાદગીરી સારૂં લોકમદદથી કેતકર ટાઉનહોલનો પાયો નાખવાની ક્રીયા નામદાર ન્યાયમુર્તી

મહાદેવ ગોવીંદ રાનડે એ એમના હસ્તથી ઈ. સ. ૧૯૦૦ માં કરી અને ૧૯૦૫ માં તેને ખુલ્લો મુકવાંનો સમારંભ થયો. આ ટાઉનહાલની જગા શેઠ દામોદરદાસ તાપીદાસ અને ડાહયાભાઈ તાપીદાસ એમને સાર્વજનીક કામોસારૂં બક્ષિસ આપી છે, રવીવાર પેઠમાં સુંદર નારાયણ ના મંદીર આગળ સહસ્રબુધ્ધે એમના વાડામાં અનાથ વિદ્યાર્થીગૃહ હોઇ તેની સ્થાપના ઈ. સ. ૧૯૧૮ માં થઇ. આ વિદ્યાર્થીગ્રહમાં ૪૧ વિદ્યાર્થી હોઈ તેમાં ૩૫ બ્રાહ્મણ, ૩ ગુરવ, ૧ દરજી અને બે મરાઠા એવાછે. અને તેઓ મરાઠી પહેલીથી ઈંગરેજી છઠી સુધી શીખે છે. ગરીબ, અનાથ અને નિરાશ્રીત એવા હીંદુ વિદ્યાર્થીઓને શારીરીક ધાર્મીક ઔદ્યોગિક વગેરે શિક્ષણ આપવું તથા તેમને રહેવાની સગવડ, ખાવા પીવાનો, અને એકમેક સાથે રહેવા સંબંધીનો ઉદ્દેશ કરવો આ સંસ્થાના કાર્યો છે. હાલમાં આ સંસ્થાના વિદ્યાર્થીઓ સારૂ દરેક જાતની મદદની જરૂર છે. નાસિક જેવાં પુણ્ય ક્ષેત્રમાં નિરાશ્રીત અને ગરીબ વિદ્યાર્થીઓના વિદ્યાદાન સારૂં જો કોઈ સદગ્રહસ્થ પોતે અગર બીજા કોઇ સદગ્રહસ્થની મારફતે કોઇપણ જાતની મદદ કરે તો એક મોટું સમાજ કાર્ય થશે. સિવાય પંચવટીમાં મોટા મોટા શ્રીમંતો અને ધાર્મીક ભાટીયાગ્રહસ્થોનાં સાધુસંતોષ સારૂ ઘણા અન્નક્ષેત્રો છે પરંતુ જો તેમાં અન્નક્ષેત્ર ના વહીવટ કરનાર તરફથી અન્નક્ષેત્રમાંથી આ સંસ્થાના વિદ્યાર્થીઓ સારૂં બંદોબસ્ત થાય તો અન્નક્ષેત્રનો અગર અન્નદાનનો સારો ઉપયોગ થઇ વિદ્યાદાનનું પણ પુણ્ય અન્નક્ષેત્રના વહીવટકારને મળે. અહી યાત્રા સારૂં આવનાર ગ્રહસ્થે ખાસ આ સંસ્થા જોવી એવી આ સંસ્થાના મેનેજરની વીનંતી છે.

શહેરમાં ટ્રામના રસ્તાપર જી. આઈ. પી. રેલવે કંપનીની ટીકીટ ઓફીસ છે જ્યાંથી સરવે રેલવે કંપની લાઇનની ટીકીટ મળે છે.

શહેરની પશ્ચિમે લગભગ બે માઇલ દુર ગોદાવરીના ભાઠામાં મોટા

બે કુવા ખોદેલા છે. જેમાંથી ઈંજીનની મદદથી પાણી કાઢવામાં આવે છે. સન ૧૯૧૪-૧૫ થી શહેરમાં પાણીના નળ સરૂ થયાં. પાણીની તાણ પડે નહી તેથી ઠેક ઠેકાણે લોકોના સુખ સારૂં મોટી પથ્થરની ચણેલી પાણીની ટાંકીઓ બાંધવામાં આવી છે અને આનંદવલ્લીમાં હંમેશ પાણીનો જમાવ રહે તે સારૂં ગોદાવરીને ૨૧ ફુટ ઉંચો એવો બંધ સરકાર તરફથી બાંધ્યો છે. ઉન્હાળામાં આ ઠેકાણે તરવા સારૂં ઘણા યુરોપીયનો આવે છે. ગોદાવરીના જમણા કાંઠાપર આવેલા કીલ્લાનો થોડો ભાગ અહીથી નજરે પડે છે. અહીં એડવર્ડ મેમોરિઅલ અને ધિ કીંગ જોર્જ એવા નામનાં ટેનીસ વગેરે રમવાનાં બે કલબો છે. આમાંની એકમાં એટલે એડવર્ડ કલબમાં યુરોપીઅન ઓફીસરો અને ઘણા સરકારી નોકરો અને બીજીમાં એટલે જોર્જ કલબમાં વકીલ વગેરે બીજા લોકો રમે છે. સિવાય અહીં રોયલ વેસ્ટર્ન ઇંડીયા ગોલ્ફ કલબની એક શાખા હોઈ તેની રમતની મેચ સપ્ટેમ્બર માસમાં હોયછે. અહીં જેક્સન ગાર્ડન છે. યુરોપીઅન પ્રવાસી ઉતારૂઓને ઉતરવા સારૂં અહીં ટ્રાવેલરર્સ બંગલો છે જેમાં ઉંચા પ્રકારના શુશોભીત ફરનીચર સાથે નાનાં નાનાં બંગલાઓ છે, અહીં તે લોકો સારૂં ખાવા પીવાની સરવે જોગવાઇ બને છે.

શહેરનું શાક બજાર આઠ મહીના પંચવટીની બાજુએ ગંગા કીનારે પેશવાના કંપાઉન્ડપર અને વરસાદના ચાર મહીના ટ્રામના રસ્તા આગળ વિજયાનંદ થીએટર સામે મ્યુનિસિપાલટીએ બાંધેલી જગ્યાએ ભરાય છે. શાક બજાર સવારનાં ૭ થી ૧૨ સુધી હોઈ સિવાય દરેક બુધવારે અને શનીવારે આ બે દીવસો એ સર્વ પ્રકારના અનાજ અને બીજી પરચુરણ ચીજોનું બજાર નારોશંકરના દેવળની પાસે ગંગાના કાંઠાની ખુલ્લી જગાએ અને વર્ષાઋતુના ચાર મહીનામાં ઉપર કહયા મુજબ મ્યુનિસિપાલટીની જગ્યામાં ભરાયછે. અહીંના વજનનું પ્રમાણઃ-(વજની) ૮૦ તોલા ભાર અથવા બે રતલ=એક પાકો શેર. પાકા

સવાબશેર=એક પાસરી. ( માપી ) ૧૨૦ તોલા ભાર= ૧ શેર. ચાર શેર એક પાલી એમ છે.

નાસિક તાંબા પિત્તળના અને ચાંદીના વાસણો સારૂં પ્રખ્યાત છે.

---

**ગોદાવરી ગંગાની ઉત્પત્તિઃ**—પરમ સમર્થ પરમેશ્વરે પૃથ્વી, આપ, તેજ, વાયુ અને આકાશ આ પાંચ મહાભુતો નિર્માણ કરી તેમના ઠેકાણે જે એક પ્રકારની વિશિષ્ટ શકિત ઉત્પન્ન કરી તે કારણથી વેદકાળથી આ પાંચ મહાભુતો દેવતારૂપ મનાય છે, અને આજ કારણથી વિશિષ્ટ જળ પ્રવાહ અને જળ સંચય દેવતારૂપ છે એવી લોકોની ભાવના છે તેમાંની ગૌતમી ગંગા આ સર્વ સનાતન ધર્માનુયાયી લોકોને વંદ્ય અને પુજ્ય છે. ગૌતમી ગંગાની ઉત્પતિ કયારે, કોણે અને શાંકારણથી કરી આ બાબત પુરાણનો કથાભાગ એવો છે કે, શ્રીશંકર પાર્વતીના વિવાહ વખતે બ્રહ્મદેવ આ વિવાહ વિધી કરવા સારૂ હોઈ સપ્તપદી વખતે જગતદેવી પાર્વતીના પગનો અંગુઠો તેમને દેખાયાથી એટલે બ્રહ્મદેવે જોયાથી બ્રહ્મદેવને કામ ઉત્પન્ન થઈ વીર્ય સ્ખલન થયું. જ્યારે આ વાત બની ત્યારે બ્રહ્મદેવ બહુ સરમાયા અને ત્યાંથી જતા રહયાં. શંકરે તેમને ફરી પાછાં બોલાવ્યાં અને આ પાપથી મુકત થવા સારૂં ત્રીલોકના અનેક તીર્થોથી ભરેલ એક કમંડળ આપ્યું, આ યોગ્યથી બ્રહ્મદેવ તે પાપથી મુકત થયાં, અને કમંડળમાનું બાકી રહેલ તીર્થ પુજ્ય ભાવથી પોતાની પાસે રાખ્યું. કેટલાંક કાળે બળીરાજા બહુ જોરાવર હોઈ અને ઇંદ્રપદાદી આક્રમણ કરી ત્રણે લોકમાં તે અજીત થયો. તેને શરણે લેવાસારૂં શ્રી વીષ્નુંએ વામન અવતાર ધારણ કરયો બાળરૂપે બળીરાજાના યજ્ઞમાં આવી તેને ત્રણ ડગલાં ભુમીની માંગણી કરી. બળીરાજા પોતાના ઔદાર્યથી પ્રસિધ્ધ હતો. વામને માંગેલી ત્રણ ડગલાં ભુમી આપવા તે તરતજ તૈયાર થયો અને સંકલ્પ કરી ત્રણ ડગલાં ભુમી દાન કરવા સારૂં

પાણી છોડયું નહી એટલામાંજ વામને પોતાનો વૈરાટ સ્વરૂપ ધારણ કરી ડાબા પગથી સર્વ જમીન ભરી, જમણા પગે સ્વરલોકમાં આક્રમણ કરયું. વામનનું પગલું સ્વરલોકમાં ગયું તે વખતે બ્રહ્મદેવ સાથે સર્વ દેવોએ બ્રહ્મદેવની પાસે કમંડળ હતું તેમાનાં પવિત્ર પાણીથી પગ ધોય. તે પગ ધોએલું પાણી શ્રી શંકરે પોતાના મસ્તકપર ધારણ કરયું તેજ આ ગોદાવરી ગંગા છે. ગંગાશંકરની જટામાં ગુપ્તરૂપે રહેતી હોવાથી શંકર પત્ની પાર્વતીને ગંગાના જટામાં રહેવા બદલ ઈર્ષા ઉત્પન્ન થઇ અને તેથી તે ગંગાનો દ્વેષ કરવા લાગી. આ હકીકત તેને તેના છોકરા ગજાનને કહી. આ વખતે દક્ષિણ દેશમાં વરસાદ ન હોવાને લીધે દુકાળ પડયો હતો. ફકત ગૌતમરૂષીના આશ્રમમાં સારી સ્થિતી હતી. આ કારણથી આજુબાજુનાં સર્વે ઢોરો ગૌતમરૂષીના આશ્રમમાં આવી રહેતાં હતા. ગૌતમરૂષી સવારે ડાંગર રોપી તે બપોરે કાઢી પછી ખાંડી, કુટી તૈયાર કરી તેનો ભાત રાંધી આશ્રીતોને ખવડાવતે. આવા પ્રકારની ગૌતમની વ્યવસ્થા ચાલું રહેતા પાર્વતીના મનનું દુઃખ દુર કરવા ગૌતમરૂષી યોગ્ય છે એવો ઠરાવ કરી પાર્વતીની દાસી જયાએ ગાયનું રૂપ ધારણ કરી ગૌતમરૂષીના ખેતરની ડાંગર ખાવા જવું અને રૂષી જરા હાંકે તો તેને પ્રાણત્યાગ કરવો એટલે રૂષીને ગૌહત્યાનું પાપ લાગે; એની મુકતતા સારૂ શંકર પાસેથી તેનીજ પાસેથી ગંગાની માંગણી કરાવવી; ગંગા શંકરની જટામાંથી જમીનપર લાવવી આવા હેતુથી ગજાનન પાર્વતી સાથે મસલત કરી અને તે પોતે એક બ્રાહ્મણનું રૂપ ધારણ કરી ગૌતમ રૂષીના આશ્રમે આવ્યો અને ત્યાં ગણેશ પંડીત આ નામથી સરવે રૂષીઓમાં વિદ્વાન કહેવડાવી પ્રસિદ્ધીમાં આવ્યો. પહેલા ઠરાવ્યાં પ્રમાણે જયાએ ગાયનુંરૂપ ધારણ કર્યું અને તે ગૌતમના ખેતરમાં ડાંગર ખાવા આવી. ગાય ડાંગર ખાય છે તે જોઇ રૂષીએ તેને ખેતરની બહાર કાઢવા સારૂં દર્ભ ફેંકયો. સંકેત

મુજબ તે જયા રૂપી ગાયે તેજપળે પ્રાણ છોડયો. આ બીજા બ્રાહ્મણોએ જોવાથી ગૌતમ રૂષીને ગાૈહત્યાનું પાપ લાગ્યું એમ કહી ગડબ કરવા માંડી અને આ બદલ ગૌતમ રૂષીને ઘણુંજ ખરાબ લાગ્યું. સરવે રૂષીઓએ અને બ્રાહ્મણોએ આ કારણથી ગૌતમ રૂષીને પોતાની ટોળીમાંથી જુદા કાઢયા. તે વખતે ગણેશ પંડીત અને પ્રભૃતી રૂષીએ બંન્નેએ તેમને કહયું કે જે શંકરના મસ્તકપરની જટામાંથી જે ગોદાવરી ગંગા છે તે જો તે શંકર પાસેથી માંગી લઇ જમીનપર લાવે તો તેનુ ગૌહત્યાનું પાપ ટળી સર્વે પાતકી લોકોનુ પણ પાપ ટળે. આ સાંભળી ગૌતમ રૂષીએ શંકરની તપશ્ચર્યા કરવામાંડી. આ તપથી શંકર પ્રસન્ન થઇ બોલ્યા "તારે શું જોઇએ છે" શંકર ગૌતમને પુછતાં આ સવાલ તેને જટામાંની ગંગાની માંગણી કરી. ગૌતમરૂષીની યોગ્યતા જોઈ શંકરે તેમને જટામાંની ગંગા આપી. શંકરની જટામાંથી તે બ્રહ્માદ્રી શીખરપર પ્રગટ થઈ અને પછી ત્રીકંટક એટલે શ્રી ક્ષેત્ર નાસિકમાં વિરાજમાન થઇ. ગૌતમ રૂષિએ શંકરની પ્રાર્થના કર્યાથી આ જમીનપર પ્રગટ થયેલી તેથી તેને ગૌતમી અને ગંગા એટલે ગાંગતા પૃથ્વીપર આવી એટલે એને ગંગા એમ કહેવા લાગ્યાં. ગંગા આ શબ્દ ભાગીરથી તેમજ ગોદાવરી બંન્નેને સરખાંજ લાગુ પડે છે. પુરાણમાં પણ **आद्यासा गौतमी गंगा द्वितीया जान्हवी स्मृता ॥** એટલે પહેલી ગંગા ગૌતમી ગંગા અને બીજી ગંગા જાન્હવી ગંગા છે તે સારૂં બ્રહમદેવના હાથથી પુંજાયેલી, વિષ્ણુના પગ આગળથી જાકળેલી અને શંકરે પોતાના મસ્તકપર ધારણ કરેલી એવી આ ત્રણ દૈવતાત્મક હોવાથી આનેજ વૃદ્ધ ગંગા એમ કહે છે કારણ આ ગંગા **कृतेलक्षद्वयेऽतीते मान्धातरि शाके सति । कर्मेचैवाव तारेच सिंहस्थेच बृहस्पतौ ॥** કૃતયુગમાં બે લાખ વર્ષો વ્યતિત થયા પછી માંધાતા નામના રાજારાજ કરતો હોઈ કુર્મા અવતારમાં બૃહસ્પતી સિંહસ્થમાં આવ્યાથી

માઘ શુદ ૧૦ ને દીવસે બપોરે પ્રગટ થઈ. ગોદાવરી મહાત્મ્ય:— સર્વ દુનીયાને પાવન કરનારી એવી ગોદાવરી, બ્રહ્મા વિષ્ણુ મહેશ આ ત્રણ દેવતાત્મક હોવાથી આને બ્રહ્મી, વૈષ્ણવી, મહેશ્વરી, ગંગા, ગોતમી ગોદાવરી, નંદા અને સુનંદા વીગેરે નામો ત્રણ દેવના બ્રહ્મ તેજથી પ્રાપ્ત થયા છે તેથીજ સર્વ તીર્થો, પુન્ય નદીઓ અને પવિત્ર જલ-સંચય આ સર્વેમાં ગૌતમી ગંગા વૃદ્ધ અને શ્રેષ્ઠ હોઇ ફકત સ્મરણ કરવાથીજ અનેક પાપોના નાશ કરનારી છે. ગૌતમી ગંગા બ્રાહ્મણ-વર્ય ગૌતમરૂષીએ સર્વ જગતના કલ્યાણ સારૂ શ્રીશંકર પાસેથી મેળવી અને ક્ષત્રી ભગીરથ રાજાએ કેવળ પોતાના કુળ ઉદ્ધાર સારૂ મેળવી સબબ ગૌતમી ગંગાનું મહાત્મ્ય ભાગીરથી ગંગા કરતા વધારેછે. જે વખતે શ્રીરામચંદ્રના નાના ભાઈ લક્ષ્મણ તથા શ્રીરામચંદ્રના પત્ની સીતા આ સર્વે પિતાની આજ્ઞાથી વનવાસ જવા નીકળ્યા અને દેશ-પર્યટન કરતા પંચવટીમાં આવી રહયા તે વખતે ગૌતમી ગંગાનો આવો અપુર્વ મહીમા જાણી તેમને અહીં શ્રાદ્ધ દાનાદીક કર્મો કરી પોતાના પીતા દશરથનો ઉધ્ધાર કર્યો. દેવગુરુ બૃહસ્પતી સિંહરાશીમાં આવેછે તે વખતે ભુમંડળના સર્વે તીર્થો, નદીઓ, સાગર, મહાસાગરો, સર્વે સુરગણો સાથે ઇંદ્ર રૂદ્રાદી દેવો ગોદાવરીમાં જ્યાંસુધી સિંહસ્થમાં ગુરૂ છે ત્યાં સુધી વાસ કરેછે આ પરથી ગોદાવરી ગંગાનું માહાત્મ એટલું મોટું છે કે!

## સિંહસ્થ મહાત્મે ॥

षष्टिर्वर्ष सहस्राणि भागिरथ्यवगाहनं ।
सकृद् गोदावरी स्नानं सिंहस्थेच बृहस्पतौ ॥

સાઠ હજાર વર્ષો સુધી ભાગીરથીનું સ્નાન કર્યાથી જે ફળ મળવાનું છે તે ફળ સિંહસ્થ પર્વણીમાં ગૌતમી ગંગામાં એક વખત સ્નાન કરવાથી મળે છે. શ્રી ગોદાવરી ગંગાનું ફકત નામ ઉચ્ચારવાથીજ મહાપાતકોને



પાંડવગુફા—નંબર ત્રણની ગુફાની બાહારની બાજુથી જોવામાં આવતો દેખાવ.

નાશ થાય છે અને ગોદાવરીનું સેવન જે કોઇ ભકતીથી કરે છે તેને સર્વ સિધ્ધી પ્રાપ્ત થાય છે. આ સારૂં સિંહરાશીમાં ગુરૂ હોઈ પ્રત્યેક મનુષ્ય અને પ્રાણીઓને પોતાના અને પોતાના પિતૃગણોના ઉધ્ધાર સારૂં ગોદાવરીની યાત્રા અવશ્ય કરી પોતાની શકિત મુજબ ઋણમાંથી મુકત થવું એ ઘણુંજ સારૂં છે. ગોદાવરી ગંગા બ્રહ્માદ્રિ પર્વતમાં ઉતપન્ન હોઇ નાસિકમાં વિરાજમાન થઇ પૂર્વ સમુદ્રને મળી છે. ત્ર્યંબકેશ્વર આ બાર જોતિલિંગમાનું એક પ્રસિધ્ધ શિવક્ષેત્ર છે. અહીં ત્ર્યંબક, નાગાહ, કપોત વગેરે અનેક તીર્થો છે.

નાસિકમાં પૂર્ણ પરબ્રહ્મ શ્રી દાશરથિરામ અને અનાદિસિધ્ધ જોતિર્લીંગ શ્રી કપાલેશ્વર એમના સ્થાનો હોવાને લીધે આ હરીહરાત્મક ક્ષેત્ર છે. પુરાણમાં પણ દક્ષિણમુખે વહેનારી ગોદાવરી નદીનું મહાત્મ, શ્રાધ્ધ, દાન વગેરેને માટે વિશેષ પુણ્યદાયક ગણેલાં છે. તેજ પ્રમાણે અહીં દક્ષિણેવ્હેતી ગોદાવરી નદી હોઇ અરૂણા વરૂણા નદીઓના સાત સંગમ બ્રહ્મતીર્થ, રામતીર્થ, અસ્થિવિલયતીર્થ વગેરે અનેક પુણ્યતીર્થો છે. શ્રી રામચંદ્રજીએ શ્રાધ્ધ, દાન વગેરે કરી દશરથનો ઉધ્ધાર કર્યો અને શ્રી શંકરની બ્રહ્મહત્યા દુર થઈ. મૃત્યુ પામેલા માણસને સદગતી મળવા સારૂં અહી દેશોદેશથી અસ્થિવિલય તીર્થમાં મરેલ માણસનાં હાડકાં નાખવા સારૂં લોકો આવે છે જે હાડકાં અસ્થિવિલય તીર્થમા નંખાય છે. તે હાડકાંનું પાણી સાડાત્રણ ઘડીમાં થાય છે. એવું સાક્ષાત્કાર હજુ હોવાનું પ્રસિધ્ધ છે. તેથી આ બે તીર્થો પ્રસિધ્ધ અને પુણ્યદાયક છે. શ્રી ત્ર્યંબકેશ્વરમાં પરમ પ્રસિધ્ધ જ્ઞાનેશ્વર મહારાજના મોટા ભાઈ નિવૃત્તીનાથ મહારાજ સમાધિસ્થ થયા. શ્રી નાસિકક્ષેત્રમાં પરમ સિધ્ધવર્ય શ્રી રામદાસસ્વામી એમને આ સિધ્ધસ્થાન જાણી દેવી ભાગવત ॥ અધ્યાય ૨૧ શ્લોક ૩૨ સ્કંદ ૧૧.

**काशी पुरीच केदारो महाकालोऽथ नासिकं ।**
**त्र्यंबकंच महाक्षेत्रं पंचदीपा इमे भुवि ॥**

કાશી, કેદાર, ઉજ્જયની, ક્ષેત્ર નાસિક અને ત્ર્યંબકેશ્વર આ પાંચ મહાસિધ્ધીના સ્થાનો જાણી શ્રી સમર્થ રામદાસસ્વામી એ અહીં ગાયત્રી પુરશ્ચરણ કરી સિધ્ધી પ્રાપ્ત કરી છે. તેમજ સાધુવર્ય રઘુનાથ ભટજી, કેશવમહારાજ, અજગર બાવા, શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય સચ્ચિદાનંદ સ્વામી, બ્રહ્માનંદ સ્વામી સંસ્થાન શૃંગેરી, આ બેઉ શંકરાચાર્યોએ અહીંજ સમાધી લીધી. સાધુ યશવંતરાવ મહારાજ વગેરે મહા તપસ્વી સાધુવર્યોએ આ પવિત્ર ક્ષેત્રમાં પોતાની દેહ છોડી છે. આ કારણથી આ બે ક્ષેતરો પરમ પુજ્ય, મહાપુણ્યે, અને શ્રાધ્ધ દાનાદિક કર્મો સારૂં અત્યંત સારા છે.

पाद्मे ॥ एकतः सर्व तीर्थानि त्र्यंबक क्षेत्र मन्यतः ॥
॥ तुलया तोलयद्धाता त्र्यंबकंतु विशिष्यते ॥
॥ त्र्यंबक क्षेत्र माहात्म्यं वक्तुं शक्तो न कश्चन ॥
ब्राह्मे ॥ नासिकं च प्रयागंच पुष्करं नैमिषं तथा ।
॥ पंचमंच गयाक्षेत्रं षष्ठ पुत्र न विद्यते ॥
स्कान्दे ॥ गोदायाः सन्निधौ पुण्यं नासिकं नासिकोपमं ।
॥ यत्र माहेश्वरं लिंगं कपालेश्वर नामकं ॥
स्कान्दे ॥ अरुणावरुणयोर्मध्ये यत्र गोदावरी नदी ।
तत्क्षेत्रं क्रोश मात्रं तु वाराणस्यायवाधिकं ॥
वामन पुराणे स्कान्दे ॥ कालिंदि पश्चिमा पुण्या गंगाचोत्तर वाहिनी ।
दुर्लभा दक्षिणा गोदा तत्र दानं सुदुर्लभं ॥
रेवातीरे तपः कुर्यात् मरणं जान्हवी तटे ।
दानं दद्यात् कुरुक्षेत्रे तत् त्रयं गौतमी तटे ॥

બ્રહ્મદેવે એક ત્રાજવામાં સર્વ તીર્થો મુકયાં અને બીજામાં શ્રી ત્ર્યંબક ક્ષેત્ર મુકયું તેમાં ત્ર્યંબક એ ઘણુંજ મહત્વનું ઠર્યું. ત્ર્યંબક ક્ષેત્રનું મહાત્મ વર્ણન કરવા સારૂં કોઈ પણ સમર્થ નથી. નાસિક, પ્ર-

યાગ, પુષ્કર, નૈમિષ અને ગયા આ પાંચ ક્ષેત્રો દુનીયામાં હોઈ છઠ્ઠું ક્ષેત્ર નથી એવું શંકરે તેના પુત્ર ( સ્કન્દ ) ને કહ્યું.

**ज्या प्रमाणें सर्व अवयवां मध्यें नासिक ( नाक ) हें मुख्य त्याच प्रमाणें भूतलावर गोदावरीच्या तीरा नजीक नासिक क्षेत्र मुख्य आहे.**

જે પ્રમાણે અવયવોમાં નાક મુખ્ય છે તેજ પ્રમાણે પૃથ્વીપર નાસિક એ ગોદાવરીના કાંઠા નજદીક મુખ્ય છે. અહી માહેશ્વર લીંગ કપાલેશ્વર નામનું હોઇ અરૂણા, વરૂણા આ નદીઓને ગોદાવરી સાથે સંગમ થાય છે. ગંગા ઉતરે વહેતી, ગોદાવરી દક્ષિણે વહેતી, અને પયોષ્ણી પુર્વે વહેતી આ નદીઓ અત્યંત પુણ્યદાયક છે. જ્યાં ગોદાવરી દક્ષિણે વહેછે ત્યાં દાન સુદુર્લભ હોઈ અત્યંત પુણ્યકારક છે. નર્મદા કાંઠે તપશ્ચર્યા કરવી સારી, જાન્હવીને કાંઠે મરવું સારૂં, કુરૂક્ષેત્રમાં દાન આપવું હિતકર પણ ગોદાવરી કાંઠે જો આ ત્રણે થાય તો પુણ્યદાયક થાય છે. વગેરે પુરાણમાંથી જોતાં આ બંન્ને ક્ષેત્રો ઘણાજ પુણ્યકારક હોઇ શ્રાધ્ધ, દાનાદિક કરવા સારૂં યોગ્ય છે.

નાસિકની પુરાણી હકીકત. —આ ક્ષેત્રની પ્રાચીનતા ઘણીજ મોટી હોવાનું જણાયછે. આ ક્ષેત્ર ચારે યુગમાં પ્રસિદ્ધ હોઇ યુગયુગમાં કાંઈ જુદાં જુદાં કારણોને લીધે જુદાં જુદાં નામો પડતાં ગયાં હતાં. કૃતયુગમાં ગોદાવરી આ પ્રદેશમાં વિરાજમાન થઈ તે વખતે આ ક્ષેત્રનું નામ ગોદાક્ષેત્ર હતું. આગળ શિવ અને વિષ્ણુ અહી રહેવાનું થવાને લીધે તેને હરીહરક્ષેત્ર કહેવા લાગ્યાં ત્રેતાયુગમાં રામચંદ્રજીએ અહી વનવાસના કારણથી પંચવટીમાં રહીને ગોદાવરીના કાંઠે શ્રાધ્ધ દાન વીગેરે કરી પોતાના પિતૃગણનો ઉદ્ધાર કર્યો તેથી તેને રામક્ષેત્ર કહેવા લાગ્યાં. બ્રહ્મદેવે બ્રહ્મતીર્થ આગળ પદ્માસનાપર અહી તપશ્ચર્યા કરી તે કારણથી આનું પદ્મનગર નામ પડયું, આગળ ખર, દુષણ અને ત્રીશીર આ ત્રણ મહા શક્તિવાન અને પરાક્રમી રાક્ષસો લોકના કાંટા જેવા શત્રુ રહેતાં

હતા તેથી તેનું ત્રીકંટક નામ પડયું. આગળ રામચંદ્રજીએ આ ત્રણ રાક્ષસોને મારી નાખી રૂષી વર્ગોને આ સ્થાન ભય રહીત કરી આપ્યું તેથી લોકવસ્તી વધતી જવાને લીધે આનું નામ જનસ્થાન એવું પડયું. રાવણની બહેન શુર્પણખાનું લક્ષ્મણે નાક કાપ્યું સબબ આથી આનું નાસિક એવું નામ પડયું. આગળ મોગલ બાદશાહમાંના ઓરંગઝેબ બાદશાહે શાંત, રમણીય હવા જોઈ અને બાગ બગીચાની ઉપવન સોભા નિહાળી આને ગુલછનાબાદ નામ આપ્યું. આપ્રમાણે આ સ્થળને જુદાં જુદાં વખતે, જુદા જુદાં કારણોપરથી જુદા જુદાં નામો પડતાં ગયા.

## સામાન્ય યાત્રા આવશ્યકતા.

गरुड पुराणे ॥ पुत्र द्रव्यादि संत्यज्य तीर्थे व्रजतियो नरः ।
ब्रह्माद्या देवता तस्य तुष्टिं पुष्टिं ददातिहि ॥
कौर्मे ॥ यत्र स्नानं जपो होमः श्राद्धं दानादिकं कृतं ॥
एकैकशोमुनि श्रेष्ठाः पुनात्यासप्तमं कुलं ॥
भारत मात्सयोः ॥ अग्निष्टोमादिभिर्यज्ञै रिष्ट्वा विपुल दक्षिणैः ।
नतत्फलमवाप्नोति तिर्थाभि गमनेन यत् ॥
तथा ॥ अज्ञानेनापि यस्येह तीर्थयात्रादिकं भवेत् ।
सर्व काम समृद्धः स्यात् स्वर्गे लोके महियते ॥

જો કોઈ પુત્ર અને દ્રવ્યનો ત્યાગ કરી જાત્રાએ જાયછે તો તેથી બ્રહ્માદિ દેવ તેનીપર સંતુષ્ટ થઇ શાંતી આપેછે. જો યાત્રાની જગ્યાએ સ્નાન, જપ, હોમ, શ્રાદ્ધ, દાન વગેરે કરે તો તે ઠેકાણે કરેલ વિધીમાનાં એક એક કર્મો તેની સાત પેઢીને તારે છે. ઘણી દક્ષણા આપી, અગ્નિષ્ટોમાદી યજ્ઞથી જે ફળ પ્રાપ્ત થતું નથી તે ફળ તીર્થ યાત્રાના યોગથી પ્રાપ્ત થાયછે. તેમજ અજ્ઞાનતાથી જો તીર્થ યાત્રા થાય અગર બને તો તેની ( યાત્રા કરનારની ) સર્વ ઈચ્છા પરિપુર્ણ થઇ તે સ્વર્ગ

લોકમાં પુજ્ય ગણાય છે. ગોદાવરીની જાત્રા કરવાનો અધિકાર ચાર વર્ણ એટલે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર આ સર્વને છે.

## ગોદાવરી યાત્રા આવશ્યકતા.

ब्रह्मपुराणे ॥ पंचानामपि भूतानामापः श्रेष्ठतमामताः ॥
तत्रापितीर्थ भूतास्तु तस्मादापः परास्मृताः ॥
तासां भागीरथी श्रेष्ठा तस्याया गौतमत्वया ॥
मानीतासा तदा गंगा अस्यामान्युच्छुभावहं ॥
ब्र. पु. ॥ स्वर्गभुवितले वापि तीर्थं बहु गुणोदयं ।
सधन्यदेशो मंतव्यो यत्र गोदावरी नदी ॥
पृथ्वीव्यामपिकृत्स्नायां सप्रदेशोति पावनः ॥

પાંચ મહાભુતોમાં પાણી એ શ્રેષ્ઠ દેવના ગણાય છે તેમાં તીર્થ સ્થળમાં હોએલું પાણી વિશેષ પુજ્ય ગણાય છે. તે સર્વમાં ભાગીરથી છે. પૃથ્વીપર આસિવાય બીજી નથી. સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ આ ઠેકાણે બહુ ગુણદાયક બીજું તીર્થ નથી. જે પ્રદેશમાંથી ગોદાવરી નદી વહેછે તે પ્રદેશ પૃથ્વીમાં અત્યંત ધન્યકારક અને પવિત્ર મનાય છે.

આ પરથી બ્રહ્મહત્યાદિ પાતકોનો નાશ કરવાની શકિત ગોદાવરીમાં હોવાને લીધે અને સર્વે તીર્થો કરતાં અધીક ફળ આપવાની તેમાં શકિત હોવાને લીધે ગોદાવરી ગંગાની જાત્રા કોઇ પણ વખતે કરવા સંબંધી શાસ્ત્ર કહેછે. તેમાં વિશેષ કરી

स्कान्दे ॥ यस्यांतिथौ मृगेंद्रेण युक्तोदेव गुरुर्भवेत् ।
॥ तस्यां तु गौतमीस्नानं कोटि जन्माघनाशनं ॥
ब्र. पुराणे ॥ तीर्थानि नद्यश्च तथा समुद्रः । क्षेत्राण्यरण्यानि तथाश्रमाश्च ।वसंति सर्वाणिच वर्षमेकं । गोदातटे सिंहगते सुरेज्ये ॥
स्कान्दे ॥ षष्ठि वर्ष सहस्राणि भागीरथ्यवगाहनं ।
सकृद गोदावरी स्नानं सिंहस्थेच बृहस्पतौ ॥

पाद्मे ॥ उल्लंघ्य गौतमी गंगा तीर्थान्यन्यानि सेवते ।
सिंहस्थिते सुरगुरौ सयाति नरकं ध्रुवं ।

वामन पुराणेऽपि ॥

यत्रा सिंहे गुरुर्याति देवा श्चंद्र पुरोगमाः ।
वापी कूप तडागाश्च सुश्वेतः पल्वला अपि ।
वर्षमेकंहि तिष्ठंति मज्जंतिच दिने दिने ।

ब्रह्मवैवर्ते ॥ अश्वमेध फलंचैव लक्षगोदानजं फलं ।
प्राप्नोति स्नानमात्रेण गोदायां सिंहगे गुरौ ।

જે તિથીએ દેવગુરૂ સિંહરાશીમાં આવેછે તે તીથીના સમયે ગંગાનું સ્નાન કરવાથી કરોડો જન્મના એકઠાં થયેલાં પાપોનો નાશ થાયછે સિંહનો ગુરૂ થતાં સર્વે તીર્થો, નદીઓ, તેમજ સમુદ્ર, ક્ષેત્રો, અરણ્યો, ઋષિ આશ્રમો વીગેરે એક વર્ષ સુધી ભાગીરથીનું સ્નાન કર્યાથી જે ફળ પ્રાપ્ત થાયછે તે ફળ સિંહસ્થ પર્વણીમાં ગોતમી ગંગામાં એક વખત સ્નાન કરવાથી મળેછે.

ગોતમી ગંગાનું ઉલ્લંઘન કરી સિંહસ્થમાં અન્ય તીર્થોનું સેવન કરનાર નિશ્ચયથી રૈરવ નરકમાં જાયછે. જો કોઇ મૃત્યુલોકમાં જન્મી સિંહસ્થમાં ગુરૂ હોવા છતાં ગોદાવરી ગંગાનું સ્નાન કરતો નથી, તે જીવતો રહી મર્યા મુજબ છે. જ્યારે સુર ગુરૂ સિંહ રાશીમાં આવેછે ત્યારે ઇંદ્ર પ્રભ્રતિ સર્વ સુરગણ, નદીઓ, કુવા, તળાંવો, ઝરાઓ વગેરે એક વર્ષ સુધી ગોતમી ગંગામાં સ્થાન કરી દરરોજ તેમાં સ્નાન કરેછે. ગોદાવરી ગંગામાં એક વખત નાહવાથી અશ્વમેધ યજ્ઞનું ફળ, એક લાખ ગોદાનનું ફળ મળેછે; પણ જ્યારે સિંહસ્થમાં ગુરૂ આવે છે ત્યારે આ ફળ એક વખતજ સ્નાનથી મળેછે. વગેરે વચનો પરથી દરેક માણસે સિંહસ્થમાં ગોદાવરી યાત્રા જરૂર કરવી તે અત્યંત સારૂં છે. સિંહસ્થમાં ચાંદીના સિંહપર સોનાનો ગુરૂ કરી ગોદાવરીની મુર્તી ચાંદીની કરાવી તેની

પુજા કરવાથી સિંહસ્થ યાત્રાનું તમામ ફળ પ્રાપ્ત થાયછે એવું સ્કંદ પુરાણમાં લખેલ છે.

**યાત્રાક્રમ.**

હંમેશા ત્ર્યંબક અને નાસિક આ બંન્ને ક્ષેત્રો સિંહ રાશીમાં ગુરૂ આવતાં વિશેષ પવિત્ર, દૈવીક અને ધાર્મિક કર્મ કરવાને ઘણાંજ ઉત્તમછે.

**त्रिस्थली सेतौ सामान्य प्रघट्टके ॥**

**गंगांसंप्राप्य योधीमान् मुंडनं नैव कारयेत् ।**

**क्रियास्तस्याक्रियास्सर्वा रतीर्थद्रोही भवेन्नरः ॥**

**तिर्थेंदुशेखरे; त्रिस्थली सेतौ सामान्य प्रघट्टके ॥**

**गंगाप्राप्य सरिच्छ्रेष्टां वपनं यो न कारयेत् ।**

**सकोटि कुलसंयुक्त आकल्पं रौरवं व्रजेत् ॥**

જો કોઇ પણ માણસ ગોદાવરીનું દર્શન થતા મુંડન કરાવતો નથી તો તે તીર્થદ્રોહી થાયછે અને પોતાનો કરોડો કુળ સહીત ઘણાં કાળ સુધી રૌરવ નર્કમાં જાયછે અને તેને કરેલાં સર્વ કૃત્યો નીષ્ફળ થાયછે.

ગંગા પ્રાપ્તી એટલે જે પ્રદેશમાં ગંગા હોય ત્યા જવું.

**त्रिस्थली सेतौ स्कान्दे ॥**

**तीराद्गव्यूति मात्रंतु परितः क्षेत्रमुच्यते ।**

**अन्नदानं जपोहोमो गंगायांनात्र संशयः ॥**

**तत्रैव भविष्ये ॥ एक योजन विस्तीर्णा क्षेत्रसीमा तटद्वये ॥**

**गंगासीमा नलंघति सर्वपापान्य शेषतः ॥**

**दिशोदश पलायंते सिंहं दृष्टवा यथा मृगः ॥**

તીર્થની જગ્યા એટલે કાંઠથી બે ગાઉ દુર હોઇ તે ઠેકાણે જપ તપ, હોમ, દાન કરવા યોગ્ય છે સર્વ પાપો ગોદાવરીના ક્ષેત્રની હદમાં આવી શકતાં નથી અને જે પ્રમાણે હરણ સિંહને જોઇને દશે દીશામાં નાસી જાયછે તેમજ ગોદાવરીનું દર્શન થતાંજ સર્વ પાપોનો નાશ

થાય છે. આવો આ સાધારણ યાત્રાનો નીયમ સાસ્ત્ર પ્રમાણે છે તથાપી નાસિક અને ત્ર્યંબક આ બે ક્ષેત્રો સંબંધી વધારે યાત્રાક્રમ એવો છે કે.

स्कान्दे सिंहस्थ माहात्मे ॥ आदौगत्वा जनस्थाने स्नात्वाच विधि पूर्वकं ॥
॥ श्राद्धदानादिकं कुर्यात् ततोदृष्ट्वा जनार्दनं ॥
पंचवट्यां रामचंद्र ततो गच्छेत्तु त्र्यंबकं ॥
कुशावर्ते नरःस्नात्वा श्राद्ध दानादिकः ॥
कृत्वा तु त्र्यंबकं पश्येच्छंकरं लोकशंकरं ॥
पुनर्दृष्ट्वा पंचवट्यां रामचंद्रं दयार्णवं ॥
गच्छेत्तु स्वगृहे पश्चादेष यात्रा क्रमःस्मृतः ॥
शिव पुराणे ॥ दृष्ट्वा रामं पंचवट्यां ततो देवं तु त्र्यंबकं ॥
पश्येत्पुना रामचंद्र देषयात्रा क्रमःस्मृतः ॥

નાસિક અહીં યાત્રાના હેતુથી ગયાં પહેલા ત્યાં વિધિપુર્વક મુંડન શ્રાદ્ધ વગેરે કરી પંચવટીમાના શ્રીરામચંદ્રજીનું દર્શન કરવું પછી ત્ર્યબકેશ્વર જઇ કુશાવર્તાપર શ્રાદ્ધ દાન વગેરે ક્રીયા કરી શ્રી ત્ર્યંબકેશ્વરના દર્શન કરવાં ફરીથી પાછાં પંચવટીમાં આવી શ્રીરામચંદ્રજીના દર્શન કરી પછી પોતાના ઘેર જવું આવી રીતે આ યાત્રાક્રમ શાસ્ત્રમાં કહેલછે તેમજ

शिवपुराणे ॥ क्रममुल्लंघ्य योगच्छेत्तस्य यात्रातु निष्फला ॥
कृतं दानादिकं यद्यत्तत् सर्वमकृतं भवेत् ॥

જો કોઇ ઉપર કહેલાં ક્રમો છોડી ચાલશે તો તેની જાત્રા નિષ્ફળ થઇ જે જે દાન વગેરે કર્મ કર્યા હશે તે તે સર્વ ફોકટ જશે. તેવીજ રીત શીવ પુરાણમાં ૫૪ માં અધ્યાયમાં જોતિર્લીંગ શ્રી ત્ર્યંબકેશ્વરનું માહાત્મ કહ્યું છે તેમાં ૪૬ મો શ્લોક.

पूर्वं गंगातत्तो विष्णुःस्थितःर्कि दुर्लभं भवेत् ।
आजन्म मरणाद्वासा द्वाराणस्यां तुयत्फलं ॥
तत्फलं याममात्रेण पंचवट्यां निवासिनः ।

पूर्वं रामं ततो देवं त्र्यंबकं लोकशंकरं ॥
गंगाद्वारं चतद्दृष्ट्वा कोवा पापैर्नमुच्यते ॥

जे ठेकाणे पहेली गंगा पछी विष्णुए आवी वास कर्यो ते ठेकाणु न मळवा सरखुं एवुं शुं छे ? काशी क्षेत्रमां जन्मथी ते मरण काळ सुधी रहेवानुं जे फळ मळेछे तेज फळ पंचवटीमां एक प्रहर सुधी रहेवाथी मळेछे. पहेलां श्रीरामनुं दर्शन, पछी श्री त्र्यंबकेश्वरनुं दर्शन, गंगाद्वारानुं दर्शन करी पापथी कोण मुकत नही थाय ? जेणे आ ठेकाणे स्नान कर्युं ते जीवन मुकत छे तथापी कोइ एम कहेछे के

स्कान्दे ॥ प्रमादाद्यो नरो मूलं हित्वान्यत्र विशेष भाक ॥
करोति मुंडनं श्राद्धं रौरवंचाधि गच्छति ॥

जो कोइ मुळ गंगा छोडी बीजी यात्राओ करेछे तेने दुर्गती प्राप्त थाय छे आवो आ श्लोकनो अर्थ कहेछे, पण तेनो अर्थ तेवो नथी. जो कोइ मुळस्थाने आवी मुळस्थान करतां बीजे ठेकाणे गोदावरी महात्म विशेप छे एम मानी मुळ स्थाननो त्याग करी बीजा क्षेत्रोमां मुंडन वगेरे यात्रा करेछे तेने दुर्गती प्राप्त थाय छे. मुळस्थानथी समुद्रना संगम सुधी गोदावरीना महात्मने विशे जेनी पुन्य भावना छे तेने जोइए ते जग्याए मुंडन आदी यात्रा विधी करवी अने एम करवाथी तेने पहेलानी दुर्गती वगेरे दोप प्राप्त थता नथी. तेमज श्री गोदावरीनुं मुळस्थान एटले श्री त्र्यंबक क्षेत्रथी पश्चीमे बे कोशपर ब्रह्माद्रि नामना पर्वतनी शीखरे छे.

श्री गोदावरीना उत्पतीस्थानथी त्र्यंबक, वाराहकपोत, कार्तिकेय, कृतिका वगेरे पांच तीर्थो पछी कुशावर्त ए छठ्ठुं तीर्थ छे, एवुं ब्रह्मपुराणमां गैातमी महात्ममां ब्रह्मदेवे नारदने कहयुं छे आपरथी

गंगांसंप्राप्य पोधीमान् मुंडनं नैव कारयेत् ॥
मुंडनं चोपवासश्च सर्व तीर्थेष्वयं विधिः ॥

अकाले प्यथवा काले तीर्थे श्राद्धंच तर्पणं ॥
अविलंबेन कर्तव्यं नैव विघ्नं समाचरेत ॥

વગેરે ત્રીસ્થલી ક્ષેત્રના વચનો પરથી શ્રીગોદાવરી આ પ્રસિદ્ધ મહા તીર્થ હોવાને લીધે જે ઠેકાણે ગોદાવરીનું દર્શન પહેલાં થાયછે ત્યાંજ મુંડન વગેરે વિધી કરવી જોઇએ. તેમાં નાસિક અને ત્ર્યબક આ બે પ્રસિદ્ધ ક્ષેત્રો હોવાથી બીજા સ્થાનો કરતાં એ ઠેકાણે મુંડન વગેરે કરવાથી પુણ્યદાયક છે પણ आदौ गत्वा जनस्थाने० વગેરે યાત્રા કર્મોથી જેણે નાસિકમાં ગોદાવરીનું પ્રથમ દર્શન થાય છે તેને નાસિકમાં મુંડન શ્રાદ્ધાદિ વિધી કર્યા પછી બીજા ક્ષેત્રોએ જવું એવું શાસ્ત્ર સિદ્ધાંત છે. વે. શા. સં. વિદદ્વર્ય મહામહોપાધ્યાય ગોપાળાચાર્ય કરાડકર નિ. અલિજા બહાદુર શિંદે સરકાર એમનાં સરખાં વિદ્વજ્જનોએ પણ કબુલ કરેલો દરેક ઠેકાણે પ્રસિદ્ધ છે.

## યાત્રા કાલ નિર્ણય.

त्रिस्थली सेतौ ॥ गोदावर्या गयायांच श्रीशैले ग्रहण द्वये ॥
सुरासुर गुरूणांच मौढ्य दोषन विद्यते ।
अधिमासे जन्मर्क्षे अस्तेच गुरुशुक्रयोः ।
तीर्थ यात्रा न कर्तव्या गयां गोदावरी विना ।

આપરથી ગોદાવરી, ગયા અને શ્રી શૈલએ યાત્રા કરવા માટે ચંદ્ર સુર્ય ગ્રહણો, ગુરૂ શુક્રાનો અસ્ત, અધિકમાસ, અને જન્મ નક્ષેત્ર વગેરેનો દોષનથી. ગોદાવરી ને ગયા યાત્રા આ બે શિવાય બીજી યાત્રા અધિકમાસ, જન્મ નક્ષત્ર, ગુરૂ શુક્રનો અસ્ત અને સિંહસ્થમાં થતી નથી.

## તીર્થયાત્રા કરનારનું કર્તવ્ય.

निर्णयसिंधौ ॥ मुंडनं चोपवासश्च सर्व तीर्थेष्वयं विधिः ।
वर्जयित्वा कुरुक्षेत्रं विशालं विरजंगयां ॥

काशिखंड ॥ तीर्थोपवासः कर्तव्यः सिरसो मुंडनं तथा ।
शिरोगतानि पापानि यांति मुंडन योगतः ।
तथा ॥ उदकं शोणितं दद्यात् पिंड दद्यात् मेध्यवत् ।
नोपतिष्ठति तत्सर्वं योविना मुंडितं शिरः ।

સર્વ મહાતીર્થોના ઠેકાણે યાત્રાળુઓએ ગોદાવરી ગંગાનું દર્શન થતાંજ મુંડન, ઉપવાસ કરવાજ જોઈએ. માત્ર કુરૂક્ષેત્ર, બદ્રિકાશ્રમ, લોણાર અને ગયા એ ક્ષેત્રો બાદ કરી ઉપરની ક્રીયા કરવી જોઈએ. તીર્થમાં અપવાસ અને મુંડન એ કરવાંજ જોઈએ. મુંડન કરવાથી મસ્તક પરના પાપોનો નાસ થાય છે. જેને મુંડન ન કરાવ્યું હોય તેના પિતૃઓને પાણી એટલે લોહી અને શ્રાધ્ધ વખતે પિંડ એટલે માંસ આપ્યા બરાબર છે. આપરથી ગોદાવરીએ પ્રસિધ્ધ મહા પવિત્ર તીર્થ હોવાથી ઉપર કહયા પ્રમાણે મુંડન વગેરે વિધી કરવીજ જોઈએ.

त्रिस्थली सेतौ ॥ संवत्सरे द्विमासोने पुनर्तीर्थ व्रजेद्यदि ।
मुंडनंचोपवासश्च ततो यत्नेन कारयेदिति ॥

દશ મહીના પછી કોઈ આ તીર્થપર આવે તો તેને ફરીથી ઉપવાસ અને શ્રાધ્ધ અવશ્ય કરવા જોઇએ. દશ મહીનામાં તેજ તીર્થ ફરી પ્રાપ્ત થશે તો મુંડન વગેરે કરવાની જરૂર નથી. યાત્રા કરતી વખતે યાત્રાળુઓએ કોઇ પણ રાજા, દેવતા, ગુરૂ, એમનું દર્શન ખાલી હાથે કરવું નહી. તેથીજ ગોદાવરીમાં સ્નાન કરવાં પહેલાં સિંહસ્થ મહાત્મ અધ્યાય ૧૩ માં કહયાં પ્રમાણે

महा फलैः समायुक्त स्वर्घ्यदानं समाचरेत् ॥
कूष्मांडं नारिकेलंच कपित्थं पनसं तथा ॥
कदली मातुलिंगंच ह्याम्रसप्तमहा फलं ॥

કોહળુ, નારીયેળ, કોઠું, ફણસ, કેળાં, અને મહાળુંગ ( દક્ષિણમાં કહેવાતું ફળ ) અને કેરી આ સાત મહા ફળો લઈ અર્ઘ્ય આપી સ્નાન

કરવું પછી મુંડન વગેરે કર્મ કરી મંત્ર સ્નાન સાથે દેહ શુધી સંપાદન કરી ગૌ વગેરે દશદાન કરી, પિતૃઓને તર્પણ કરી શ્રાધ્ધ વગેરે કરવું.

બીજા દીવસે જે ઠેકાણે યાત્રા કરી હોય તે ઠેકાણેના મુખ્ય મુખ્ય દેવતાઓના પુજાનો અભીષેક, નીવેદ અર્પણ કરી, બ્રાહ્મણ ભોજન કરી તિર્થ યાત્રાની સમાપ્તી કરી પુણ્ય પ્રાપ્ત કરવું.

---

## નાસિક-પંચવટીનાં તીર્થો.

નાસિકની પશ્ચીમે છ માઈલ દુર આવેલો ગોવર્ધન ગંગાપુર અને અગ્ની કોણમાં માઈલ દોઢ માઈલ દુર આવેલું તપોવન આમાં ગોદાવરીના પેટમાં ઘણી સ્નાન કરવાની જગ્યાઓ છે જેને તીર્થો અથવા ધાર્મીક કુંડો કહેવામાં આવ્યાં છે. આ તીર્થો પુરાણમાંનાં પુરૂષોના નામથી પ્રસિધ્ધ છે. ત્રણ કુંડો સિવાય બાકીના કુંડોના નામો તેમને બંધાવનાર માણસોનાં છે. બધાં મળી ચોત્રીસ તીર્થો છે. તેમાંના અગ્યાર ગોવર્ધન અને નાસિકમાં અને દસ સુંદર નારાયણનાં પગથીયાંથી તે મુકતેશ્વરના દેવળ સુધી છે. ગોવર્ધન-ગંગાપુર અને નાસિકમાં અગ્યાર તીર્થો છે તેનાં નામોઃ—ગોવર્ધન, પિતૃ, ગાલવ, બ્રહ્મ, ઋણમોચન, કણ્વ અથવા ક્ષુધા, પાપનાસન, વિશ્વામિત્ર, શ્વેત, કોટી અને અગ્ની.

ગોવર્ધન તીર્થ—આ ગોવર્ધન ગંગાપુર પાસે છે. આ તીર્થ સંબંધી એવી સમજણ છે કે અહીં એક ગાયનું દાન કરવાથી બીજે ઠેકાણે હજાર ગાયો દાન કરવાં જેવું છે. ગોદાવરી મહાત્મમાં આબદલ એવી કથા છે કે અહી પૂર્વે જબાલી નામનો એક બ્રાહ્મણ રહેતો હતો, તે ખેડુત હોઈ તેની પાસે ઘણી ગાયો અને ઘણા બળદો હતાં. તે તેમને બહુજ હેરાન કરતો હતો આથી સર્વ ઢોરો કામધેનુ પાસે ગયાં. કામ-

ધેનુએ નંદી પાસે જવાં કહયું અને જ્યારે નંદીએ શિવને કહયું ત્યારે સર્વે ગાયોને પૃથ્વીપરથી સ્વર્ગમાં લઈ જવામાં આવી. ગાયો નહી હોવાથી દરરોજના અગ્નીકૃત્યો બંધ થયા આથી ક્રોધાયમાન થયેલાં દેવ અને ભુતો બ્રહ્મદેવ પાસે આ તકરાર લઇ ગયાં, બ્રહ્મદેવે તેમને વિષ્ણુ પાસે, વિષ્ણુએ તેમને શિવ પાસે અને શિવે તેમને નંદી પાસે જવા કહયું. નંદીએ તે દેવોને આ તીર્થના ઠેકાણે ગાયો ચારવા કહયું. તે મુજબ સર્વે ગાયો પૃથ્વીપર લાવ્યાં અને પહેલાં પ્રમાણે શાંતી પથરાઈ. અહીં મહાદેવના દેવળમાં જવું એટલે બીજે ઠેકાણે સોનાના ડુંગરનું દાન કરવા જેવું પુણ્ય છે. પિતૃતીર્થ.—આ તીર્થ ગોવર્ધન તીર્થની દક્ષિણે છે. આ તીર્થમાં સ્નાન કરવું અને મરણ પામેલાં આત્માને પાણી આપવું એટલે સ્વર્ગમાં જગો મળે એવી સમજ છે. ગાલવ તીર્થ–આ તીર્થ પિતૃતીર્થ જેવુંજ પવિત્ર છે. આને પુરાણમાનાં ગાલવ રૂષીનું નામ આપેલ છે. એમાં સ્નાન કર્યાથી પાપો જતાં રહી, બ્રહ્મ લોકમાં જગા મળેછે. બ્રહ્મતીર્થ—આ ગાલવ તીર્થની પાસે છે. આમાં સ્નાન કરવાથી બીજો જન્મ બ્રાહ્મણનો થાયછે અને જે સ્નાન કરેછે તેને મનથી તેમજ દ્રષ્ટી ઇશ્વરનું દર્શન થાય છે. ઋણમોચન તીર્થ—આ બ્રહ્મતીર્થની પાસે છે. આની અંદર સ્નાન કરવાથી કરજ મુકત થવાય છે, અને અહી સ્નાન કરનારો ત્રીવિધ તાપથી મુકત થાય છે. કણ્વ અથવા ક્ષુધાતીર્થ—આ તીર્થ ઋણમોચન તીર્થની પાસે છે. આ તીર્થની કથા એવી છે કે આ તીર્થની આસપાસ પૂર્વે કણ્વરૂષી રહેતાં હતાં. તે ફરતાં ફરતાં ગોતમ નામનાં જૈન સાધુના આશ્રમ આગળ આવ્યાં. તે વખતે બપોર થવાથી કણ્વને ભુક લાગી ને થાકી ગયાં હતાં તોપણ તેમને તે જૈન સાધુના આશ્રમે જોકે ઘણું અન્ન હતું તોપણ ત્યાં તેને ખાધુ નહી. પછીથી કણ્વ રૂષીએ નદીના કાંઠે બેસી ગંગાની અને અન્નપુર્ણાની સ્તુતિ કરી. તેની પ્રાર્થના સાંભળી ગંગાને

અને અન્નપુર્ણાને દયા આવી અને તેઓએ મુર્તી સ્વરૂપે આવી કણ્વ રૂષીની ભુખ શાંત કરી અને એમ કહ્યું કે આ જગ્યાએ તારા જેમ જો કોઇ અમારી પ્રાર્થના કરે તો કોઈપણ વખત અન્ન વગર રહેશે નહી.

પાપનાશન તીર્થ—આ તીર્થ ગોવર્ધન ગંગાપુરની પુર્વ બાજુએ એક માઇલપર સોમેશ્વર દેવળના પગથીયાં પાસેજ છે. આમાં સ્નાન કર્યાથી મહારોગનો નાશ થાય છે એમ કહેવામાં આવેછે. વિશ્વામિત્ર તીર્થ—આ તીર્થ પાપનાશન તીર્થની પાસેજ છે. અહીં દુકાળમાં વિશ્વામિત્ર રૂષીએ એક મરેલા કુત્રાના માંસનું યજ્ઞ કરી ઇંદ્રાદિ દેવોને ખુશ કર્યાથી રૂષીની ઇચ્છાનુસાર પૃથ્વીપરના દુકાળનો નાશ થયો. શ્વેત તીર્થ—આ તીર્થ વિશ્વામિત્ર તીર્થની પાસે છે. આમાં સ્નાન કરવાથી સ્ત્રીઓનું વાંઝીયાપણું જતું રહેછે એમ કહેવામાં આવેછે. અહીં શ્વેત નામનો બ્રાહ્મણ રહેતો હતો. તે શિવની પુજા કરતાં મરી ગયો અને પાછો સજીવન થયો. કારણ શિવની પુજા કરતાં માણસોનો પ્રાણ હરણ કરવા બદલ યમને જાતે મરવું પડયું. શિવની અને વિષ્ણુની પુજા કરવા વાળા માણસને ફરી કોઇ પણ વખત ન મારવાની કબુલાતથી યમને શિવે જીવતો કર્યો.

કોટીતીર્થ—નાસિકની પશ્ચીમે એક માઇલપર અને ગોવર્ધન ગંગાપુરની પૂર્વે ચાર માઈલપર આ તીર્થ છે. એને પગથીમાં છે. અને અહીં કોટેશ્વર મહાદેવનું દેવળ છે. આ બદલ એવી કથા છે કે આ ઠેકાણે અંધકાસુર રાક્ષસનું અને શંકરનું મોટું યુદ્ધ થયું તે વખતે શંકરના શરીરપર જે પરસેવો આવ્યો તે ગોદાવરીને મળ્યો આથી આ તીર્થ થયું. મહાદેવના શરીરથી નીકળેલા સાડાત્રણ કરોડ તીર્થોમાનુ આ એક તીર્થ છે. અગ્નિતીર્થ—નાસિકની પશ્ચીમે અર્ધા માઈલપર મલ્હાર ટેકરી પાસે છે. તેની પાસે સાધુ લોકનો મઠ છે જે દોઢસો વર્ષ અગાઉ બાંધેલ છે. આ તીર્થના પાણી જખમોનો નાશ કરેછે એવું કહે

ાય છે. અગ્નિનો રોગ આ કુંડમાં સ્નાન કરવાથી જતો રહેછે એવી ાણમાં કથા છે.

નાસિકની હદમાં અને સુંદર નારાયણની નિરૂત્યે બદ્રિકા સંગમ અને સામે બ્રહ્મતીર્થ એવા તીર્થો છે. બદ્રિકા સંગમ આગળ એક નાનો ફાંટો ગોદાવરી નદીને મળેછે. આબદ્દલ એની કથા છે કે પરમેશ્વર માણસસ્વરૂપે તેના ભકતને દેખાયાં અને તેને એમ કહ્યું કે જે માણસ આ ઠેકાણે સ્નાન અને મારી સ્તુતી કરશે તો તેને હું આજ સ્વરૂપે દર્શન આપીશ. આ તીર્થમાં એવો ગુણ છે કે બુદ્ધી તીવ્ર થઈ વિકાસ પામે છે. આબદલ પુરાણમાંની કથાનો ભાગ એવો છે કે પ્રજાપતી બ્રહ્માએ એ ઠેકાણે સ્નાન કર્યું. સૃષ્ટી નિર્માણ કરવાના કામમાં ભુલ પડે નહી તેથી તેને શાંત ચિત્તથી ધ્યાન કર્યું. તેની પાસેજ શિવ અને વિષ્ણુ રહેવા આવ્યા. શિવ પેલી બાજુના કાંઠાપર આવેલાં પંચવટીમાં કપાલેશ્વર થયાં અને વિષ્ણુ આ બાજુના કંઠાપર સુંદર નારાયણ થયાં આતીર્થ સારૂ એમ કહેવામાં આવે છે કે દેવગીરી ના પાંચમા યાદવરાવ રામચંદ્ર ( ઈ. સ. ૧૨૭૧-૧૩૦૯ ) નું મંદીર અને ઈમારત બાંધનાર જે હેમાડપંત એને લંકામાંથી લાવેલ પારસ આ કુંડમાં ફેકી દીધો. તેનો શોધ કરવા સારૂ એક વખત તે કુંડ ખાલી કરતાં લોખંડની સાંકળની કડી સોનાની થઈ. તેથી આખો કુંડ ખાલી કર્યો પણ તે પારસનો પતો લાગ્યો નહી. શુકલ તીર્થ—આતીર્થ બ્રહ્મતીર્થ અને રામ કુંડની વચ્ચે છે. સફેદ તળ શરીર લગાડી જે લોક આ તીર્થમાં સ્નાન કરે છે. તેના પાપનો નાશ થાય છે. અસ્થિ વિલય તીર્થ—આ તીર્થ રામકુંડની બરાબર પશ્ચિમે છે, નાસિક આવનાર યાત્રાળુઓ તેમા મરેલ માણસાનો હાડકાં નાખેછે તે હાડકાનું સાડાત્રણ ઘડીમાં પાણી થાય છે. એવો એનો મહીમા છે.

રામકુંડ અને નારોશંકરના દેવળની વચ્ચે રામગયા તીર્થ છે અને તેની સામે અરૂણા, સૂર્ય, ચક્ર, અશ્વિની, અને દશાશ્વમેધ એવાં પાંચ તીર્થો છે.

અરૂણા—આ રામકુંડ આગળ ગોદાવરી નદીને મળેછે. આની પાસેજ સૂર્ય, ચંદ્ર, અને અશ્વિની તીર્થો છે. આ તીર્થો સારૂ એવી કથા છે કે સૂર્યની સ્ત્રી ઉષાથી સૂર્યનો તેજ સહન થઇ શકયો નહી તેથી તેને પોતાની જગ્યાએ પોતાના જેવીજ એક સ્ત્રી નીર્માણ કરી પોતાનાં છોકરાં તેને સ્વાધીન કર્યાં અને આ ગુપ્ત વાત સૂર્યને ખબર નપડે તેબદલ તેની પાસે સોગન લેવડાવ્યાં પછી ઉષા કણ્વ રૂષીના ઝુપડામાં જઈ રહી. બપોરે ઉપરની સ્ત્રીને સુર્યથી ત્રણ છોકરાં થયાં અને તેજ કારણથી ઉષાના છોરાની કાળજી લેવાનું તે ભુલી ગઈ. ઉષાના છોકરાએ આ બદલ તેના બાપ આગળ તકરાર કરી. અને આ સ્ત્રી પોતાનીજ જનેતા છે કે કેમ તે બદલ તેને શંકા ઉત્પન્ન થઈ. પોતાને ઠગ્યો એવો વ્હેમ આવ્યાથી સુર્ય પોતાની સ્ત્રી ઉષાની શોધમાં કણ્વ રૂષીનાં આશ્રમમાં આવ્યા તેને જોતાંજ ઉષાએ અશ્વિનીનું રૂપ લીધું અને જનસ્થાનની બાજુએ નાસી પણ સુર્યએ પણ અશ્વનું રૂપ ધારણ કરી તેને પકડી. તેટલા વખતમાં અશ્વિની કુમાર તેને થયો. અને તે દેવનો વૈદ્ય થયો તેથીજ તેની પુજા કરેછે. સુરતની પુર્વે છ માઈલપર અશ્વિની કુમારનું એક મોટું દેવળ છે. જે દીવસે સુર્ય અને ઉષાનો મેળાપ થયો તે દીવસે મોટો આનંદ થયો. તાપી અને યમુના જેણે નાસિકમાં અરૂણા અને વરૂણા અથવા વાઘાડી કહે છે તેઓ પોતાના મા બાપને ( સુર્ય અને ઉષાને ) મળવા સારૂં જનસ્થાન આવ્યાં. બ્રહ્મા સુર્યને મળવા સારૂં આવ્યા અને તેને મેધા, શ્રદ્ધા, સાવિત્રી, ગાયત્રી, અને સરસ્વતી એવી પોતાની છોકરીઓ તેને આપી. જે વખતે સુર્ય ઘોડા રૂપી થઈ ઉષા પાછળ દોડયો તે વખતે જનસ્થાનમાં—પંચવટીમાં બ્રાહ્મણોના, નાના છોકરા વેદનું પઠણ કરતાં હતાં તે આ ઘોડારૂપી સુર્યને હસ્યાં તેથી તેને તે છોકરાઓને શ્રાપ આપી પંચવટ એટલે પાંચ વડના ઝાડો બનાવ્યાં. આ વડના ઝાડો સિતાની ગુંફા આગળજ છે. આગળ આ ઝાડો



પંચવટી—નારોશંકરનું દેવાલય અને તેના ઉપરની પ્રચંડ ઘંટા.

શ્રી રામચંદ્રજીના દર્શન વડે અસલ સ્થીતીમાં આવ્યા. પંચવટી આ
નામ ત્યા પાંચ વડના ઝાડો હોવાથી પડ્યુ હશે એમ કહેવાય છે.

રામકુંડ અને બાલાજીની નજદીકમાં આવેલ સરસ્વતીની અંદર
ગોદાવરીના સર્વ ભાગને પ્રયાગ અથવા હોમની જગ્યા કહેવાય છે. બ્ર-
હ્માએ પોતાના ચક્રથી અહી સુર્યનું તેજ ઓછું કર્યું તેથી તેનું ચક્ર-
તીર્થ નામ પડયું. આનીપાસે આશ્વિની તીર્થ છે. રામકુંડ અને ની-
લકંઠેશ્વરની વચમાં દશાશ્વમેધ નામની પવિત્ર જગ્યા છે આ સબંધી
એવી કથા છે કે સિતાના બાપ જનકે સ્વર્ગ પ્રાપ્ત કરવા સારૂં અહીં
યજ્ઞ કર્યો. અને અહીંજ નીલકંઠેશ્વરનું લીંગ તેમનેજ સ્થાપન કર્યું
એવી સમજ છે. આગળ રામગયા તીર્થ છે અને તે નારોશંકરના દેવ-
ળની સામે છે. આ ઠેકાણે શ્રી રામચંદ્રજીએ પિતૃશ્રાધ્ધ કરયુ તેથીજ
ઉપર કહયા મુજબ આ તીર્થનું નામ પડયું. આ સર્વ મળીને દશ
તીર્થો છે. આગળ મુક્તેશ્વર નજદીક મેત્રાતીર્થ અને કોટી તીર્થ એવા
બે તીર્થો છે. ગોદાવરીના નીચલા ભાગપર ડાબી બાજુના કીનારાપર
અહિલ્યા સંગમ તીર્થ છે અને તેની પાસે મહીસાસુર છે. નાસિકના
અગ્નિ ખુણાએ અર્ધા માઇલપર તપોવનના ભાગમાં કપિલા સંગમ
નામનુ તીર્થ છે. આ ઠેકાણે કપિલ રૂષી તપશ્ચર્યા કરતાં હતાં. તે વખતે
પૃથ્વીરૂપી કપીલા ગાયની ધાર કાઢી પૃથુ નામના રાજાએ લોકોપયોગી
વસ્તુઓ પ્રાપ્ત કરી. ધાર કાઢતી વખતે જે દુધ નીચે પડયું તેનું પાણી
થઇ ગોદાવરીમાં મળ્યું આથી આનું નામ કપિલા-સંગમ તીર્થ પડયું.
આ તીર્થની પાસે પાપ પુણ્યની કોટડીઓ એ નામથી પ્રસિધ્ધ થએલી
બ્રહ્મયોની, રૂદ્રયોની. વિષ્ણુયોની, અગ્નિતીર્થ, મુક્તિતીર્થ અને સૌભા-
ગ્યતીર્થ એવા તીર્થો છે. અહીંથી દક્ષિણ બાજુએ એક માઇલપર બીજું
પાપવિનાશન તીર્થ છે. અને તેનીપાસે ઘણી સમાધીઓ છે.

## ગોદાવરીમાંનાં કુંડો.

સુંદર નારાયણનો ઘાટથી તે મુક્તેશ્વરના દેવળ સુધી ગોદાવરીમાં આ સર્વે કુંડો છે. સુંદર નારાયણ પાસે નાસિકમાંથી પંચવટીમાં જવા સારૂં દક્ષિણે વિકટોરીઆબ્રીજ નામનો પથ્થરનો પુલ છે. તેને દશ કમાનો છે. આ સર્વે કમાનની નીચે પથરના બંધારા છે. છઠ્ઠી કમાનમાંથી પાણી કાઢવાની વ્યવસ્થા કરવામાં આવી છે. અને આજ ઠેકાણેથી ખડક ફોડીને નીચે પાણી લીધેલું છે જેને તાસ કહે છે. આ ૪૩૦ ફુટ લાંબો, ૧૦ ફુટ પહોળો અને ૧૦ ફુટ ઉંડો છે. આ તાસ અને તેની પાસે મોટા માધવરાવ પેશવાની મા ગોપીકાબાઇએ પોતાને સ્નાન, જપ, દેવની સેવા કરવા સારૂં એકાંત એવી એક મજબુત નાની ચોરસ ઇમારત બાંધી છે. તાસની આગળ પહેલાં લક્ષમણ કુંડ આવે છે. આ કુંડ ઇ. સ. ૧૭૫૮ માં સર સુબેદાર મહાદજી ગોવિંદ કાકડેએ બાંધ્યો એમ કહેવાય છે. આ કુંડમાં જીવતા પાણીના ઝરા હોઇ પાણી કોઇ પણ વખતે સુકાતું નથી. ઈ. સ. ૧૮૭૭–૭૮ માં જ્યારે ગોદાવરીનું બધું પાણી સુકાઇ ગયું તે વખતે આ કુંડમાં પાણી હતું. આથી આગળ ધનુષ્ય કુંડ છે. ધનુષ્ય કુંડ આગળ રામકુંડ છે. આ કુંડ અત્યંત પવિત્ર સ્થાન છે એમ સમજાય છે કારણ આમાં શ્રી રામચંદ્ર, તેમના પત્ની સિતા દેવી અને ભાઇ લક્ષ્મણ આ સર્વે સ્નાન કરતાં હતાં. આ કુંડમાં આસ્થિવિલય તીર્થ છે. આ ઇ. સ. ૧૬૯૬ માં સતારા જીલ્લામાંના ખટાવના જમીનદાર ચિત્રરાવે બાંધ્યો. અને ઇ. સ. ૧૭૮૨ માં ગોપિકાબાઈએ તેનું સમાર કામ કરાવ્યું. હજારો યાત્રાળુઓ આ તીર્થમાં મરેલ માણસોના હાડકા લાવી નાખે છે. આમાં નાખેલાં હાડકાનું સાડાત્રણ ઘડીમાં પાણી થઈ જાય છે એવો આ કુંડનો મહીમા છે.

એકવસ્ત્રી સ્નાનવિધી—રામકુંડના ઈશાન્ય ખુણામાં અરૂણા નદી

ગોદાવરી નદીને ગોમુખ સ્વરૂપથી મળેછે. આ સ્થાને વાંજ્યાપણું જઈ સંતતી મેળવવા, અને તે સંતતી ચિરાયુ રહેવા, તેવીજ રીતે અખંડ સૌભાગ્ય પ્રાપ્ત થવા વગેરે ઇષ્ટ હેતુની સિધ્ધી હાર દંપતી એટલે સ્ત્રી-પુરૂષ આ બંન્ને એક વસ્ત્ર પહેરી શાસ્ત્રોકત વિધીથી સ્નાન કરેછે તેજ સ્નાનને એક વસ્ત્રી સ્નાન કહેવાય છે.

ત્રિપિંડીવિધીઃ—જો કોઇના વંશમાં છોકરા, જુવાન, વૃદ્ધ, તે સ્ત્રી અગર પુરૂષ હોય મરેલાં હોય જેઓને તિલાંજલી, પિંડ અથવા પાણી ન મળતાં જેઓની ક્રીયા કર્માંતરાદી નથતાં દુર્ગતિ પ્રાપ્ત થવાથી ભુત પ્રેતના રૂપથી તે કુળમાંના વંશને તે પીડા કરેછે તે પીડા દુર કરવા સારૂં ક્ષેત્રના દેવાલયોમાં, નદીના સંગમની જગ્યાએ, પુણ્ય આશ્રમમાં અગર પીપળાના ઝાડ નજદીક ત્રિપિંડાત્મક શ્રાધ્ધ કરવું પડેછે, તેનેજ ત્રિપીંડી શ્રાધ્ધ કહેછે. તે શ્રાધ્ધ કર્યાથી ઉપર કહેલ કુટંબની પીડાનું નીવારણ થાયછે એવું સ્કંદ પુરાણમાં કહયું છે.

નાસિક જનાર દરેક યાત્રાળુ ગંગાના દર્શન પુર્વાંગ ઉત્તરાંગ પુર્વક દેહસુધ્ધી મુંડન, પિતૃઋણ નિમિત્તક શ્રાધ્ધ વગેરે ધાર્માક સર્વે કર્મો અહીંજ કરેછે. તેવીજ રીતે ત્રિપિંડી શ્રાધ્ધ અને નાગ–નારાયણ બલી પણ આજ જગ્યાએ કરવાનું સ્થાન છે. નાગ નારાયણ બલિ—આ જન્મે અગર કોઇપણ જન્મમાં સર્પ મારવાના દોષથી જેને સંતતિ થઇને મરી જાય છે અગર જેને ભુત પ્રેતના કારણથી સંતતિ થવાને પ્રતિબંધ હોય છે અગર પોતાની અગર પોતાના કુટંબની તબીયત ઠીક રહેતી ન હોય વગેરે કારણોથી પુણ્ય ક્ષેત્રમાં, દેવાલયોમાં નાગ નારાયણ બલી કરવાથી શુભ ફળ પ્રાપ્ત થાય છે.

સારો દિવસ જોઇ આ વિધી કરવી પડે છે પહેલે દીવસે નાગનું પુતળું બનાવી તેની મનુષ્યના પ્રેત મુજબ દહન ક્રિયા વગેરે ક્રીયા કરી આ બદલ એક દિવસ સુતક પાળવું પડે છે. આ નાગબળી કહેવાય અને

તેજ પ્રમાણે બીજે દીવસે નારાયણ બલી કરાવવી પડે છે. ત્રીજે દીવસે પુણ્ય વાચન કરી શુદ્ધ થયા પછી યથાશકિત બ્રહ્મ ભોજન કરી નાગ-નારાયણ બલીની વિધી પુરી થાય છે.

ક્ષેત્ર નાશિકમાં અહીં ગોદાવરીના કાંઠે પિશાચ્ચ મોચન પુર્વક માતૃ ષોડશી શ્રાદ્ધ દાનાદિક શેંકડા માણસો આ જગ્યાએ કરે છે. આ વિધી ઘણું કરી પંજાબી લોકો કરે છે. રામકુંડની ઉત્તરે દસ ફુટ બાંધેલો સિતાકુંડ છે અને એની દક્ષીણે વીશ ફુટ પર અહિલ્યા બાઈનો કુંડ છે. અઢારમી સદીની છેવટે ઇંદોરની રાણી અહિલ્યા બાઇએ આ બાંધ્યો. આની પશ્ચીમે શારંગપાણીનું કુંડ છે. આ કોઇ એક શારંગપાણી નામના દક્ષણી બ્રાહ્મણે ઈ. સ. ૧૭૭૯ માં બાંધ્યો. અહિલ્યા કુંડની દક્ષિણે વીસ ફુટ પર પચાસ ચોરસ ફુટ હોએલું ગૌ મોઢા વાળા હનમાનનું કુંડ છે. શારંગપાણીના કુંડની પાસે દશ ફુટ પર એક મોટો પહોળો પાંચ દેવળ નામનો કુંડ છે. તેની પાસે આવેલા પાંચ દેવળો પૈકી, મુખ્ય દેવળ બાબાજી મહાદેવ એકે બાંધ્યું અને આજ ગૃહસ્થે ઇ. સ. ૧૭૫૮ માં આ કુંડ બાંધ્યો હશે એમ જણાય છે. પુણાના તાત્યા મહારાજની વિધવા સ્ત્રીએ ઇ. સ. ૧૮૭૪ માં આ કુંડનો અંદરનો એક નાનો કુંડ બંધાવ્યો. નીલકંઠેશ્વર અને ગોરે રામની સામે દશાશ્વમેધ અગર ગોરે રામનું કુંડ છે. આ કુંડનો નાસિક બાજુનો ભાગ હીંગણે અને નાજે બહાદુર એમને ઇ. સ. ૧૭૬૮ માં બાંધ્યો, અને પંચવટી બાજુનો ભાગ હેશાં પેશવા અને હોલકરે બંધાવ્યો આની પડોશમાં દરરોજનું શાકબજાર ભરાય છે. તે ચોગાન પેશવાનું છે. દશાશ્વમેધ કુંડનું દક્ષિણે સોળ ફુટ પર અને નારો શંકરના દેવળની સામે રામગયા કુંડ છે આનો નાસિક બાજુનો ભાગ સને ૧૭૮૦ માં કૃષ્ણદાસ પરાંજપે એ બંધાવ્યો અને પંચવટી બાજુનો ભાગ ઈ. સ. ૧૭૬૩ માં નારો શંકરના ભાઈ લક્ષ્મણ શંકરે બંધાવ્યો આ કુંડ પછી સોળ ફુટ પહોળો એવો એક ફરસબંદી રસ્તો

તૈયાર કર્યો છે તે પરથી નાસિકમાં થી પંચવટીમાં જવાય છે તેને સાંડવા કહેછે. આ શ. સ. ૧૮૨૯ માં રાવજી ત્રિંબક ચાંદવડકરે બાંધ્યો આ પછી આ બાજુએ આ સાંડવા મ્યુનિસીપાલટી એ સુધારી ને બાંધ્યો આ તારકેશ્વર અને નારો શંકરના દેવળની વચમાં છે. આની દક્ષિણે શિંદોડયા મહાદેવ નો અગર પેશવાનો કુંડ છે. આ કુંડમાં વાઘાડી અથવા વરુણા, સરસ્વતી, ગાયત્રી સાવિત્રી અને શ્રદ્ધા આ નાની નાની નદીઓ આવીને મળેછે આનો નાસિક બાજુનો ભાગ પેહલા બાજીરાવ એમને બાંધ્યો અને પંચવટી બાજુનો ભાગ કોતુગકર ગાયધની અને ચિમા નામની વેશ્યાઓએ બંધાવ્યો. આની દક્ષિણે બીજા કુટપર પેશવાના મામા ત્રિંબકરાવ મામા પેઠે એમને બંધાવેલો ખંડોબાનો કુંડ છે. આની દક્ષિણે સને ૧૭૮૫ માં કૃષ્ણરાવ ગંગાધર ઓકે બંધાવેલો ઓકનો કુંડ છે. આ સબંધી એવી હકીકત છે કે આ કુંડમાં બ્રહ્મ રાક્ષસ છે જે કોઈ વખત સ્નાન કરતાં માણસોને પાણીમાં ખેંચે છે અને ડુબાડે છે. દરેક ચો માસામાં એક બાઇ અગર એક છોકરૂં અહી ડુબી મરેછે. સામેનું ચોગાન અહીના ગોપાળ ભટ જોશી ઓઢેકર એ બાંધ્યું છે. આની દક્ષિણે વૈશંપાયનનું કુંડ છે જે ગણેશ નારાયણ વૈશંપાયન પેનશનર મામલતદાર અને નાસિકની માળી સમાજે સને ૧૮૭૦ માં બાંધ્યો છે. આની આગળ છેવટનો મુકતેશ્વરનો કુંડ છે, અહી પેશવાના હાત નીચેના મોરો વિનાયક દિક્ષિત નામના મામલતદારે ઇ. સ. ૧૭૮૮ માં તે બાંધ્યો. અને તે સને ૧૮૨૮ માં તેમના પુત્ર નાના દિક્ષિતે વધારયો. આ કુંડ વધારે પવિત્ર ગણાય છે. પંચવટીના ભાગમાં અરૂણા નદીના કાંઠે ઇંદ્ર કુંડ છે. ગૌતમ રૂષીના શ્રાપથી ઇંદ્રના સર્વ શરીરમાં મોટા છીદરો પડયાં પછી તેને આ કુંડમાં સ્નાન કરયું. સ્નાન કર્યાથી છીદરો નાશ પામ્યાં જેથી આ નામ કુંડનું પડ્યું. આ કુંડનું પાણી પીવામાં સારૂં છે.

## નાસિક—પંચવટીમાંના દેવળો.

સુંદર નારાયણ—નાસિકમાંથી પંચવટીમાં જવા સારૂ ગોદાવરી નદીપર વીકટોરીઆ બીજ નામનો પુલ લાગે છે. જે મંદીરનું નાસિકની બાજુએ પુર્વ તરફનું બારણું છે. આ મંદીરપર બે વખત વીજળી પડવાથી તેના દક્ષિણ બાજુના ઘુમટનો નાશ થયોછે. દેવળની અંદર કાળા પથ્થરની ત્રણ મુર્તી સાડા ત્રણ ફુટ ઉંચાઇની હોઇ બંન્ને બાજુએ લક્ષ્મીની નાની નાની મુર્તીઓ છે આ મંદીર એવી કુશળતાથી બાંધેલ છે કે દરેક વર્ષે તા. ૨૦-૨૧ મી માર્ચના સુર્યોદય વખતે સુર્યનું કીરણ થેટ નારાયણના પગપર પડેછે. કાર્તક મહીનામાં શુદ ચૌદસને દીવસે ( વૈકુંઠ ચતુર્દશી ) અહીં ઘણાં બ્રાહ્મણો જમે છે. અને રાતે રોશની થાય છે. અહીનાં શિળા લેખ પરથી એમ જણાયછે કે ગંગાધર યશવંત ચંદ્રચુડે આ મંદીર ઈ. સ. ૧૭૫૬ માં બાંધ્યું અને આગળા ઘાટો સાથે તેને બાંધવા સારૂ સુમારે દશ લાખ રૂપીઆ ખર્ચ થયો. પહેલાં આ ઠેકાણે એક નાનું મંદીર હતું. પરંતુ મુસલમાન લોકોના વખતમાં તેનો નાશ થયો અને તે જગ્યાએ મંદીરને બદલે તેનું કબ્રસ્થાન થયું. મુસલમાનોની સત્તા ઓછી થયાં પછી ઈ. સ. ૧૭૫૦ નાં સુમારે બાળાજી પેશવાએ તે કબ્રસ્થાનનો નાશ કર્યો અને તે જગ્યા ખોદાવી કાઢી સુધ્ધ કરી તેજ ઠેકાણે હાલનું સુંદર નારાયણનું મંદીર બાંધ્યું. દેવસ્થાનના ખર્ચ સારૂ સરકાર તરફથી વર્ષે ૮૨૧॥ રૂપીઆની નેમણુક છે.

ઉમામહેશ્વર—સુંદર નારાયણના મંદીરથી સુમારે સતર વારપર દેવળ આવેલું છે. મંદીરમાં કાળા પથ્થરની ત્રણ મુર્તીઓ છે. મધ્ય ભાગમાં મ્હેશ્વર, અને શિવની બે ફુટ ઉંચાઇની મુર્તી, જમણી બાજુએ ગંગા અને ડાબી બાજુએ ઉમા અથવા પાર્વતી એમની મુર્તીઓ છે. આ મુર્તીઓ કર્ણાટકની એક સ્વારીની લુટમાં મરાઠાઓ મેળવી

લાવ્યા હતા એમ કહેવામાં આવેછે. આ દેવળ ઈ. સ. ૧૭૫૮ માં મોટા માધવરાવ પેશવાના મામા ત્રિંબકરાવ અમૃતેશ્વર એમને સુમારે બે લાખ રૂપીઆના ખર્ચથી બાંધ્યું. દેવળને સરકારી નેમણુક વર્ષે ૫૨૭ રૂપીઆ છે. આ દેવળની વ્યવસ્થા પંચતરફથી ચાલે છે.

નીલકંઠેશ્વર—આ દેવળ ગોદાવરી નદીના જમણાં કાંઠાપર છે. ત્યાં એક ઘણું જુનું શિવલિંગ છે; અને તે શ્રી રામચંદ્રજીના સસરા જનક રાજાના વખતથી છે એવું કહેવામાં આવેછે. આ દેવળ નારોશંકર રાજે બહાદુરના ભાઇ લક્ષ્મણ શંકરે ઈ. સ. ૧૭૪૭ માં બાંધ્યું. તેને બાંધવા સારૂં સુમારે એક લાખ રૂપીઆ ખર્ચ થયો. આ દેવસ્થાનને સરકાર તરફથી વર્ષે ૧૮૩ રૂપીઆની નેમણુક છે. આની વ્યવસ્થા આચાર્ય કાશીકર એમના વંશજો કરેછે.

પંચરત્નેશ્વર—નીલકંઠેશ્વરની નૈઋત્યે અડતાળીસ પગથીયાં ચડયાં પછી ઘર જેવું આ દેવળ છે. ત્યાં આવેલું શિવલીંગ રામચંદ્રજીના વખતનું છે. તે સારૂં રામે સોનુ, હીરા, ઈંદ્રનીલમણી, માણેક અને મોતી એવા પાંચ રત્નો બક્ષીસ દાખલ આપ્યાં, જેથી આ દેવળનું નામ પાંચરત્નેશ્વર પડયું હોય એમ સમજાય છે. શિવલીંગપર મુકવા સારૂં પાંચમુખી ચાંદીનો મુખવટો છે, તે કોઈક વખતે શિવલીંગપર મુકવામાં આવેછે. આ દેવળ ઇ. સ. ૧૭૫૮ માં યજ્ઞેશ્વર દિક્ષીત પટવર્ધને બાંધ્યું. દેવસ્થાનની વ્યવસ્થા દિક્ષીત કુટંબ પાસે છે. દેવળની સામે સ્વામીનો મઠ છે, અને તેની આગળ ગણપતીનું એક નાનું મંદીર છે.

ગોરારામ—પંચરત્નેશ્વરની પુર્વે લગભગ દશ યાર્ડપર આ મંદીર છે. દેવ પુજાની ઓરડીમાં સફેદ સંગેમરમરના પથ્થરની અઢી ફુટ ઉંચી એવી પાંચ મુર્તીઓ છે. વચમાં રામ, જમણી બાજુએ લક્ષ્મણ અને ડાબી બાજુએ સિતા હોય. નીચેની બાજુએ ભરત અને

શતરૂઘ્ન એમની મુર્તીઓ છે, સિવાય મંદીરમાં ડાબી બાજુએ આઠ મુંઢનો ગણપતી, જમણી બાજુ આઠ હાથવાળો મહિપાસુર મથની, શિવ પાર્વતીની મુર્તી સાથે છે. ઉત્તરે ગંગાની મુતી છે, અને મંદીરની સામે સુમારે પચાશ ફુટપર હનમાન છે. એવી ચાર મુતીઓ છે જે ત્રણ ત્રણ ફુટ ઉંચાઇની છે. આ દેવળ ચાંદોરીના જાગીરદાર દેવરાવ હિંગણે એ સને ૧૭૮૨ માં બાંધ્યું. દર વરસે જેઠ સુદ ૧૦ એ ગંગાના ઉત્સવ સારૂ અને દેવ નિમીત્તે બીજો ખર્ચ હિંગણે કુટંબ તરફથી મળે છે. આ હિંગણે પહેલા પેશવાના ઉપાધ્યા હતા, પરંતુ પછીથી સરદાર થયા. દરેક અગીયારસે રામચંદ્રજીની પાલખી નીકળે છે.

મુરલીધર—ગોરેરામની દક્ષિણે સુમારે વિસ વારપર આ દેવળ છે. બે બાજુએ બે વાછરડાં સહીત ગાયો અને વચમાં મુરલી વગાડતાં ઉભેલી એવી સફેદ સંગેમરમરની સાડાત્રણ ફુટ ઉંચાઇની મુરલીધરની મુર્તી ઘણીજ મનોહર છે. આ મુર્તી હિંગણે કુટંબમાંથી કોઇ માણસ ચાંદોરીથી લાવ્યો હતો. આ મુતીને કોઇ કોઈ વખતે અર્ધનારી નટેશ્વર પ્રમાણે રાધાકૃષ્ણનો પોશાક કરેછે, જે વખતે તે બહુજ અપ્રતીમ દેખાય છે. આ મંદીર દાદા બાબાએ સને ૧૮૨૮ માં બાંધ્યું. મંદીરમાં દરસાલ શ્રાવણ વદ ૧ થી નામ સપ્તાહ સરૂ થાય છે. અને વદ ૮ મે. કૃષ્ણજન્મ થાય છે.

લક્ષ્મીનારાયણ—આ મંદીર મોતીપારા પાસે છે. ને કપોળ ન્યાતના શેઠ લક્ષ્મીદાસ ગોવર્ધનદાસ દેશાઈની યાદગીરી સારૂં તેમના પત્ની કમલબાઈએ ઈ. સ. ૧૮૯૬ માં બાંધ્યું.

નારૂશંકરેશ્વર—મોતીપારા નજદીક ગોદાવરીના બેટમાં નારોશંકરના દેવળની સામે આ મંદીર છે. તેની પરના શીળા લેખપરથી એવું સમજાય છે કે આ મંદીર ઈ. સ. ૧૭૮૦ માં કૃષ્ણદાસ પરાંજપેએ બાંધ્યું. આનું નક્ષીકામ ઘણું સારૂં છે.

બાલાજી—ગોદાવરી અને સરસ્વતીના સંગમપર આ મંદીર છે. આ મંદીરનું બારણું પુર્વ તરફ હોઇ અંદર જવા સારૂ ત્રણ રસ્તાઓ છે. ઓટલાપરની ઠાકોરજીની ઓરડીમાં મધ્ય ભાગે બાલાજી, જમણી બાજુએ રામદેવી અને ડાબી બાજુએ લક્ષમી આવી તાંબાની ત્રણ મુર્તીઓ છે. બાલાજીનો સોનાનો મુગટ અને જર જવાહીર મળી પચાસ હજાર રૂપીઆની કીંમતના ચાંદીના વાસણો છે. આ મંદીર બાલાજી બાવા ગોસાઇ નામના એક વીરવૈષ્ણવે એક લાખ રૂપીઆ ખર્ચ કરી બંધાવ્યું છે. આ સંબંધી એવી દંતકથા છે કે બાપાજી બાવાના દાદા ગણપતરાવને દક્ષિણ તરફ પ્રવાસ કરતાં તિનવેલીમાં પોતાને ઘેર મુકી. ગણપતરાવ ગુજર્યા પછી તેના છોકરા તિમય્યાને સ્વપનું આવ્યું કે જુન્નર પંદર દીવસમાં બળીને રાખ થશે. ત્યારે તે જુન્નર છોડી નાસિક આવ્યો અને સોમવાર પેઠમાં તે મુર્તી સારૂ તેને એક દેવળ બંધાવ્યું. પછી અહીંથી પણ તે સને ૧૭૫૮ માં તે મુર્તીને બીજે ઠેકાણે લઇ ગયો. તેના મરણ પછી તેના છોકરા બાપાજીએ ઈ. સ. ૧૭૭૧ માં હાલનું મંદીર બાંધ્યું. આ મંદીરને પેશવાએ અગીયાર ગામોની ઉતપન આપેલા હોઈ સરકારે પણ તેજ મુજબ હાલમાં પણ ચાલુ રાખ્યું છે. ગામની આવક ૬૬૫૦ રૂપીઆ હોઈ સિવાય દર વર્ષે સરકાર તરફથી ૨૨૯૧ રૂપીઆ રોકડ નેમણુક છે, આસિવાય શિંદે, હોલકર, ગાયકવાડ, ધરમપુરના સંસ્થાનિક વગેરે આ લોક તરફથી ૮૧૦૦ રૂપીઆની નેમણુક છે. અહીં આસો સુદ ૧ થી નવરાત્રનો ઉત્સવ સરૂ થાયછે. પહેલે દીવસે બાલાજીનું સુદર્શન ચક્ર મોટા રથમાં મુકી તે રથ શહેરમાં ફેરવવામાં આવેછે. પછી નવ દીવસ બાલાજીની મુર્તી નાના રથમાં જુદા જુદા વાહનપર બેસાડી તે રથ મંદીરની આજુબાજુએ ફેરવેછે. સિંહ, ઘોડા, હાથી, ચંદ્ર, સુર્ય, મારૂતી, ગરૂડ, મોર અને નાગ એવા નવ દીવસના નવ વાહન છે. દસમે દીવસે એટલે દસરાના દીવસે બા-

બાળાજીની મુર્તી રથમાં બેસાડી સભામંડપની પાસેજ ફેરવેછે. સાતમે દીવસે રૂખ્મીનું લગ્ન થયું તેથી તે દીવશે સધવા સ્ત્રીઓ તેમજ સાધુઓને દક્ષણા વહેચવામાં આવેછે. સાતમે ને આઠમે દીવસે બ્રાહ્મણ ભોજન થાયછે. અગીયારસને દીવસે મુખ્ય મુર્તી મોટા રથમાં બેસાડી સ્નાન સારૂ ગંગાપર લાવેછે અને ત્યાં મોટા સમારંભથી દેવનું સ્નાન, પુજા, અર્ચા વખતે ઘણા લોકોની બે ત્રણ કલાક સુધી ગર્દી હોયછે. આ સોભા અતિશય પ્રેક્ષણીય છે.

તળભાંડેશ્વર—આ દેવળ ઈ. સ. ૧૭૬૩ માં ત્રિંબકરાવ અમૃતેશ્વર પેઠેએ પચીશ હજાર રૂપીઆ ખર્ચી બંધાવ્યું. તેમાનાં શિવલીંગ બે ફુટ ઉંચા હોઇ, પિંડીનો ઘેરાવો પાંચ ફુટ છે. નાસિકમાં આવેલ શિવલીંગમાં આ મોટું છે. આ દર વરસે એક એક તળ વધે છે તેથી એને તીળભાંડેશ્વર કહેછે. આ દેવળને વર્ષે સરકાર તરફથી ૪૭૨ રૂપીઆની નીમણુંક છે. દેવળની સામે નંદી છે અને પાસે દેવી, વિઠોબા, નરસિંહ અને વામન એમની નાની નાની મુર્તીઓ છે. મહા શિવરાત્રના દીવસે અને શ્રાવણના દરેક સોમવારે બપોરે ત્રણ વાગે તીળભાંડેશ્વરનો ચાંદીનો મુખવટો પાલખીમાં મુકી શહેરમાંથી વાજતે ગાજતે તારકેશ્વર પાસે સ્નાન સારૂ લાવે છે અને પુજા વગેરે પુરૂં થયા પછી પાછા લઈ જાયછે. અહીં શિવરાત્રીએ અને વૈકુંઠ ચતુર્દશીએ ઘણા લોકો દર્શન સારૂં આવેછે. આ બે દીવસે શિવલીંગપર મુગટ ચઢાવી ફુલોથી સુશોભીત કરેછે. વૈકુંઠ ચતુર્દશીની રાત્રે અર્ધનારી નટેશ્વર એટલે અર્ધા મહાદેવ અને અર્ધા પાર્વતી એવો પોશાક પહેરાવી એમને સજેછે.

મુકતેશ્વર—દીલ્લી દરવાજા અને નાવ દરવાજા વચ્ચે ગંગાના બેટમાં એક મોટો ચોતરો છે. તેપર એક શિવલિંગ છે તેને મુકતેશ્વર કહેછે આ ઠેકાણે મેધ તીર્થ અને કોટીતીર્થ એવા તીર્થો છે. આ ચોતરો અને પગથીયાં સને ૧૭૮૨ માં ગણપતરાવ રામચંદ્ર દિક્ષીતે બાંધ્યાં.

વિઠોબાનું મંદીર—સુંદર નારાયણની સામે નવાપુલ આગળ પંચવટીની બાજુ એ આ મંદીર છે. આ સ્થાન પંઢરપુરના વિઠોબાના દેવળ જેટલુંજ પવિત્ર મનાયછે. આ સંબંધી એવી વાત છે કે વિશ્વનાથ નામનો એક વૃદ્ધ ડોસો હતો યાત્રાળુઓ પંઢરપુર જતા હતાં તેઓ તેને અર્ધે રસ્તે એટલે નાસિકમાં મુકી દઇ આગળ નીકળી ગયા. હવે આપણને પંઢરપુરના દર્શન થનાર નથી એવું તે બ્રાહ્મણને લાગવાથી તેને બહુજ દુ:ખ લાગ્યું. આ કારણથી તેને એવો નિશ્ચય કરયો કે પાંડુરંગના દર્શન થયા વગર ખાવું નહી અને તે ગંગાના કાંઠે બેઠો તેનું સત્ય જોવા સારૂ વિઠોબા બ્રાહ્મણ રૂપે ત્યાં આવ્યા અને તેને ખાવા સારૂં બહુ કરયું પણ તે બ્રાહ્મણે એમ કહયું કે તે પાંડુરંગના દર્શન થયા વગર અન્ન ખાશે નહી. આ બ્રાહ્મણની નિષ્ઠા જોઇ પાંડુરંગે તેને રૂક્ષ્મણી સહીત તેને પ્રત્યક્ષ પણે દર્શન આપ્યાં, અને તેની પ્રાર્થનાથીજ પાંડુરંગ અહીં રહયા. આ મંદીર સને ૧૭૫૫ માં તાત્યા કાર્ફાંડે એ પાંચ હજાર રૂપીઆ ખર્ચી બાંધાવ્યું મંદીરમાં અઢી ફુટ ઉંચી વીઠોબાની મુર્તી હોઇ જમણી બાજુએ રાધા અને ડાબી બાજુએ રૂક્ષ્મણી એમ છે. આ દેવસ્થાનને દર વરસે સરકાર તરફથી ૪૫૦ રૂપીઆની નીમણુક છે. અષાઢ સુદ ૧૧ એ અહીં મોટી જત્રા ભરાય છે અને બીજે દીવસે બ્રાહ્મણ ભોજન થાય છે. દેવળની પાસે વેરાગીઓના મઠ છે. તે પોણોસોવર્ષ આગાઉ વેરાગીઓએ દશ હજાર રૂપીઆ ખર્ચી બંધાવ્યો છે. ઉત્તરે અને પશ્ચિમે આવેલાં ધર્મશાળાઓમાં હમેંશાં ઘણા વેરાગીઓ હોય છે. તેમાં ગિરી, પુરી, તીર્થ અને ભારતી એવા ચાર સંપ્રદાયના વેરાગી ઓના ત્યાં અખાડા છે. મઠમાં ધાતુની ઘણી મુર્તીઓ છે. જેમાં મુખ્ય રામ, લક્ષમણ અને સિતા એમની છે. આ મઠને મુંબઇના ભાટયા લોક તરફથી વારસીક બક્ષીસ મળે છે. દક્ષિણ બાજુએ ઓટલાપર એક પાંચ મુખી હનમાન છે. ઓટલો અને હનમાન જગજીવનરાવ પવારે શ. સ. ૧૭૬૩ માં બાંધ્યાં.

ગંગા મંદીર—આ મંદીર રામકુંડની પાસેજ છે અને તે ૧૭૭૫ ની સાલમાં ગોપીકાબાઈ એ બાંધ્યું. આ મંદીરને દર વર્ષે સરકાર તરફથી રૂપીઆ વીસની નીમણુક છે. આ મંદીર બાર વર્ષે સિંહસ્થમાં ઉઘડે છે, અને સિંહસ્થનું આખું વર્ષ ઉઘાડું રાખવામાં આવેછે. સિવાય કાર્તક મહીનાની પુનેમને દિવસે રોશની કરવા સારૂં—ઉઘાડવામાં આવે છે. આ દેવાલયની વ્યવસ્થા ગર્ગે કુટંબમાંથી થાય છે. આ મંદીરની સામે વાણેશ્વરનું લીંગ આવેલું છે. જેને તાવ વગેરે આવેછે તે અહી દહીં ભાતની બાધા ચડાવેછે. રામકુંડની ઉત્તરે બીજા કેટલાક દેવળો અને ધર્મશાળા ગોપીકાબાઈ એ બાંધ્યા છે. આ બાંધવા સારૂ સાત હજાર રૂપીઆ ખર્ચ થયો. ગંગા મંદીરની પાસે પંચાયતનનું દેવળ છે તેમાં ગણપતી, મહાદેવ, દેવી, સૂર્ય અને વિષ્ણુ એવા દેવો છે.

તર્ખડકરનું મંદીર—આ મંદીર રામકુંડ પાસે છે. પેશવાની ધર્મશાળાની પશ્ચીમે ચોતરાપર મંદીર બાંધી આનું બારણું નજદુક ધર્મશાળામાં રાખેલ છે. આ મંદીર નાસિક હાઈસ્કુલના હેડમાસ્તર રૈ. દ્વારકાનાથ રાઘોબા તર્ખડકરે સને ૧૮૯૬ માં પોતાની માની યાદગીરી સારૂં બંધાવ્યું. આ મંદીરમાં સફેદ સંગેમરમરની જે મુર્તી છે તે ઘણીજ જોવા લાયક છે.

અહિલ્યાબાઈનું મંદીર—રામકુંડની ઇશાન્યે સુમારે સતર ફુટપર અહિલ્યાબાઈનું રામ મંદીર છે અને નજદીકમાંજ મહાદેવનું દેવળ અને ધર્મશાળા છે. પ્રસિદ્ધ ધર્મમુર્તી અહિલ્યાબાઇ હોલકરીણે સને ૧૭૮૫ માં પચીસ હજાર રૂપીઆ ખર્ચી બંધાવ્યું છે. રામના મંદીરમાનાં રામ, લક્ષ્મણ અને સિતા આ ત્રણ મુર્તીઓ રામકુંડમાં મળી એમ કહેવાય છે. ત્યાં અહિલ્યાબાઇની ને હનમાનની પણ મુર્તીઓ છે.

કપાલેશ્વર—આ દેવળ રામકુંડની પાસે છે. આ પંચવટીમાનાં

મહાવાના અને મુખ્ય દેવસ્થાનો પૈકી એક છે. આ મંદીર ઈ. સ. ૧૭૩૮ માં કોઈ કોળી રાજાએ બંધાવ્યું. આ દેવળ બાંધવા સારૂ પાંચ હજાર રૂપીઆ ખર્ચ થયો અને તેનો આગલો ભાગ ઈ. સ. ૧૭૬૩ માં દસ હજાર રૂપીઆ ખર્ચ કરી જગજીવનરાવ પવારે બંધાવ્યો. મુંબઈના શેઠ આશર વીરજીના પુત્રે ફંડ એકઠું કરી સભામંડપની દુરસ્તી કરી. અહીંનું નગારખાનું શેઠ રામદાસ ભાડથાણાવાળાએ સુમારે પંદરશો રૂપીઆ ખર્ચ કરી ૧૯૦૨ માં બંધાવ્યું અને નગારખાનાના ખર્ચ સારૂ શેઠ મજકુરે બે હજાર રૂપીઆની રકમ મુંબઈ બેંકમાં મુકી છે. તેની વ્યાજની રકમમાંથી હાલ ખર્ચ ચાલતો હોઈ તેની વ્યવસ્થા ટ્રસ્ટી પાસે છે. એ દેવાલય પ્રસિદ્ધ હોવાનું કારણ એ છે કે આ મંદીરમાં શીવની આગળ નંદી નથી. આ સબંધી એવી પુરાણી કથા છે કે દેવોની શ્રેષ્ટતા બદલ તકરાર ચાલતી હોવાથી બ્રહ્મદેવ, વિષ્ણુને ખુબ બેણાદીક બોલ્યાં. તે શીવને સહન ન થવાથી તેમને બ્રહ્મદેવનું પાંચમું માથું કાપ્યું અને માથું કાપ્યાથી શિવને બ્રહ્મહત્યામાંથી મુકત થવા સારૂં તે સ્વર્ગમાંથી મૃત્યુલોકમાં આવ્યાં. તે આગળ ફરતાં ફરતાં કશ્યપ સંગમ આગળ આવ્યાં; અને ત્યાં દેવશર્મા નામના બ્રાહ્મણને ત્યાં રહયાં. તે બ્રાહ્મણના ગાયો બાંધવાનાં વાડામાં એક વાછરડા સાથે ગાયનું ભાષણ ચાલતું હતું તે શિવે સાંભળ્યું. તે વાછરડાને તેનો ધણી બીજે દીવસે નાથ નાંખવાનો હતો, પરંતુ તે વાછરડો નાથ નહી નાંખવા દે અને જો તેનો ધણી નાથ નાખે તો તેને શિંગડાથી ઠાર મારવો એવું તે વાછરડાએ તેની માને કહયું ત્યારે ગાયે તેના આ બોલવા પર તિરસ્કાર કરયો અને કહયું કે જો તે તેમ કરે તો તેને બ્રહ્મહત્યાનું પાપ લાગશે. અને આ પાપ કશાથી પણ જતું નથી. આ સાંભળી વાછરડો બોલ્યો કે મને એક તીર્થની ખબર છે જેમાં સ્નાન કર્યાથી બ્રહ્મહત્યાનું પાપ જાય છે. બીજે દીવસે નાકમાં નાથ નાખતી વખતે તે વાછરડાએ

તેના માથાને શીંગડાથી મારી નાંખ્યો. આથી બ્રહ્મહત્યાના પાપથી તેનું સર્વ શરીર કાળું ઠીકકર પડી ગયુ. પછી તે વાછરડો ગોદાવરીનાં કાંઠે રામકુંડ આગળ આવી અસ્થિવિલય તીર્થમાં કુદયો. તેમાં સ્નાન કર્યાથી તેનું સર્વ શરીર પહેલા જેવુંજ સફેદ દુધ જેવું બની ગયુ, પરંતુ પુછડીનો છેવટનો ભાગ અને મોહોડાનો થોડો ભાગ પાણીપર રહયાથી તેટલોજ કાળો રહયો. શિવે પણ નંદી પછવાડે જઇ સર્વ પ્રકાર જોયો આ ઠેકાણે તે વાછરડો અથવા નંદી શિવને ગુરૂસ્થાને હોઇ આગળ તે નથી. આ દેવળને ઉપર સુધી આવેલાં પગથીયાં જગજીવનરાવના એક સગાં કૃષ્ણાજી પાટીલ પોવારે પંદર હજાર રૂપીઆ ખર્ચી બંધાવ્યા. આ દેવળને સરકારી નીમણુક દરસાલે ૨૭૫ રૂપીઆ છે. મહાશિવરાત્રીના દીવસે અને દરેક સોમવારે બપોરે દેવનો ચાંદીનો મુખવટો પાલખીમાં મુકીને વાજતે ગાજતે રામકુંડપર સ્નાન કરાવવા સારૂં લાવેછે. અને સ્નાન પુજા, અર્ચા વગેરે કરીને પાછા લઇ જાય છે. વૈકુંઠ ચૌદશને દીવસે અર્ધનારી નટેશ્વરનો પોશાક સજેછે અને મહાશિવરાત્રીમાં મોટી પુજા થાયછે.

ગોદાવરી મંદીર—આ કપાલેશ્વરની પશ્ચીમ બાજુના પગથીયાંમાં છે. આ મંદીરની સ્થાપના ઈ. સ. ૧૯૦૨ અને શકે ૧૮૨૪ માં થઇ. મંદીરની જગ્યા પુનાના કે. સરદાર આનંદરાવ ખંડેરાવ રાસ્તેએ ધર્માર્થ બુધ્ધીથી અને વે. શા. જોતીર્વિધાભુષણ રામચંદ્ર ભીકાજી ઘોલપએ એમને આપી. અંદરની મુર્તી સફેદ સંગેમરમરની સુમારે પાંચ ફુટ ઉંચાઇની છે. આ મુર્તી ઈંદોરના સંસ્થાનીક શ્રીમંત તુકોજીરાવ હોલકરે કે. ભીકાજી ઘોંડદેવ ઘોલપને વેદ વીદ્યા બદલ બક્ષીસ આપી. આ મંદીર રામચંદ્ર ભીકાજી અને તેમના ભાઇએ બંન્નેએ પોતાની ખટપટથી બંધાવ્યું.

મુટેનું રામમંદીર—આ મંદીર ગણુપતરાવ મુટેએ પોતાના વડી-

જની યાદગીરી સારૂ સને ૧૮૬૩ માં બાંધ્યું તેમાં રામ, લક્ષ્મણ, અને સિતા એવી ત્રણ મુર્તીઓ છે. પશ્ચીમ બાજુએ એક મંદીરમાં પુર્વ તરફ મોહડાના હનમાન છે. આ દેવળની વ્યવસ્થા વાસુદેવ ચિંતામણ જોશી એમના વંશજોના હાથથી ચાલેછે. હાલમાં ગણપતરાવ મુટે એના પુત્ર શ્રીમંત દિનકર ગણેશ મુટેએ આજ મંદીરમાં વિષ્ણુની મુર્તીની સ્થાપના પોતાના વડીલની યાદગીરી સારૂ કરી. કે. ગણપતરાવની સમાધી પણ અહીંજ છે. દેવસ્થાનના ખર્ચ સારૂ વાર્ષીક આવક સુમારે ચારશોથી પાંચશોની છે અને તે મંદીર સારૂં ઇનામી જમીનની આવક અને જાગીરી ગામ આપેલ છે. ત્રીકાળ પુજા, નૈવદ્ય, નોબત વગેરે ચાલુ છે.

શ્રી દંડાયુધપાણી મંદીર— સુકેણકર એમના વાડાની સામેજ આ મંદીર હોઈ તેમાં કાર્તિક સ્વામીની મુર્તી છે.

સીતા ગુંફા—કાળા રામના મંદીરથી પાસેજ પાંચ વડના ઝાડ આગળ સીતા ગુંફા નામની ગુંફા છે. પંચવટી નામ પડવાનું કારણ જે પાંચવડ ત્યાં છે તે એટલા જુના વખતનાં છે કે મુળ ઝાડનાં મુળીમાં જમીનમાં પસરી તે ઝાડોની ફરતે મુળીયાંમાંથી બીજા કેટલાક ઝાડો ઉગ્યા છે. ઉપરની બાજુએ મઠના જેવી ઇમારત હોઇ અંદર ગુંફાઓ છે. આગલી ઓરડીમાંથી ( ૩૦–૯×૮–૨×૮–૦ ) બીજી પાછલી ઓરડીમાં ( ૧૯–૦×૧૨–૪×૧૦–૦ ) જવા સારૂ વચમાં બારણું છે. આ ઓરડીની પાછલી ભીંતમાં આવેલ બારણામાંથી નીચે ગુંફામાં ( ૫–૮ પહોળો અને ૭–૦ ઇંચ ) જવા સારૂ સાત પગથીયાં છે. આ ગુંફાની આગળ અંધારામાં આવેલી પેટા ગુંફામાં ( ૯–૧૦ પહોળો અને ૯–૦ ઇંચ ) બે ફુટ ઉંચી આવેલી પાછલી ભીંતમાંના દેવળમાં રામ, લક્ષ્મણ અને સીતા એમની મુર્તીઓ છે. આ પેટા ગુંફાની ડાબા હાથની ભીંતમાં એક બારી જેવું નાનું બારણું હોઇ ( ૨–૭×૧–૮ ) તે

બીજી પેટા ગુંફામાં મળે છે. ( ૩-૦×૨-૬×૫-૧ ) આ ભીંતની ડાબી બાજુએ નીચે પેટા ગુંફામાં ( ૯-૩×૫-૦×૯-૯ ) વાંકા વળીને જવા સારૂ ઉપર પ્રમાણેજ ( ૧-૮×૧-૩ ) દરવાજો છે. ગુંફામાની ભીંતના પુર્વ બાજુના દરવાજાના બારણામાંથી મહાદેવની પિંડી આગળ જવાય છે. ( ૭-૨×૯-૦ ) અંદર શિવલીંગ છે. આ સર્વે ગુંફામાં હવા જવા આવવા હારૂ બીલકુલ રસ્તો નથી. એવું કહેવામાં આવેછે કે મહાદેવની પિંડી પછવાડે એક રસ્તો છે કે જે હાલમાં બંદ કર્યો છે. અહીંથી તે રામસેજના ડુંગર સુધી અંદર એક ગુપ્ત રસ્તો છે, જે છ માઈલ લાંબો હોઈ આણી આ ડુંગરપર રામચંદ્રજી સુતા હતા અને જ્યારે વનવાસમાં હતા ત્યારે અહીંજ તેઓ સીતાને મુકીને બહાર જતાં હતા. આજ ગુંફામાંથી રાવણે સીતાનું હરણ કરયું એમ કહેવાય છે. સિતા ગુંફાના માલીક એક ગોસાઈ છે દરેક માણસ પાસે એક પૈસા કર લઈ આ ગુંફા દેખાડવામાં આવેછે. આ ગુંફામાં અંધારૂં હોવાથી જોનારે સાથે મિણબતી લઈ જવી એટલે અંદરનો ભાગ સારી રીતે જોવાશે.

શ્રી શારદાચંદ્ર મૌલેશ્વરનું મંદીર—આ સીતાગુંફા આગળ હોઈ પશ્ચીમ તરફના મોઢે છે. આ શ્રીમત પરમહંસ પરિવ્રાજકાચાર્ય યોગિંદ્રવર્ય આત્માનંદ સરસ્વતી સ્વામીએ સને ૧૯૧૭ માં બાંધ્યું. મધ્ય ભાગમાં દેવળની અંદર શ્રી શારદાચંદ્ર મૌલેશ્વરની ચતુર્ભુજ મુર્તી જમણા પગપર ઉભી રહેલી હોઈ ડાબો પગ તાંડવ નામના રાક્ષસના માથાપર મુકેલો છે. ડાબી બાજુએ શ્રી પાર્વતી શારદા અંબા ચતુર્ભુજ ઉભી હોઈ બે હાથે વીણા વગાડે છે. બેઉ મુર્તીઓ સફેદ પથ્થરની હોઈ સુમારે ત્રણ ફુટ ઉંચાઈની છે. બન્ને મુર્તીઓ અત્યંત પ્રેક્ષણીય હોઈ મનોવેધક છે અને આવી જાતની મુર્તીઓ આપણી બાજુએ કદાચજ જોવા મળેછે. આ મુર્તીઓ મુંબઈના કારીગર પાસેથી ખાસ કરી લેવામાં આવી છે. આ બે મુર્તીની વચમાં તેજ બે મુર્તીની એક નાની



પંચવટી- રામકુંડ અને તેના ઉપરનું ગંગામંદીર-અહિલ્યાબાઈની ધર્મશાળા વીગેરે.



નાસિક—કપુરથળાના મહારાજની છત્રી અને તારકેશ્વરનું દેવાલય.

ચાંદીની ઉત્સવ મુર્તી છે અને તેની સામે એક સફેદ પથ્થરનો નંદી છે. દેવ મંદીરની બંન્ને બાજુએ નાના દેવળો છે જેમાં જમણી બાજુએ ગણપતી અને ડાબી બાજુએ દેવળમાં વાઘપર બેઠેલી અંબિકા દેવી છે. આ મુર્તીઓ સંગેમરમરની બાઈ સુમારે દોઢ દોઢ ફુટ ઉંચાઇની છે. આ દેવસ્થાનની વ્યવસ્થા સ્વામી જાતે કરેછે.

શ્રી દ્વારકાનાથનું મંદીર—પોરબંદરના શે. શાહ રઘુનાથ તારાચંદ મોડક મોઢવાણીઆએ આ મુર્તીની અહીં સંવત૧૯૪૭ ઇ. સ. ૧૮૯૧ માં સ્થાપના કરી. દેવની પુજા અર્ચા વગેરે નીયમસર ચાલુ છે. આ દેવળના માલીક શ્રીમત ગોસ્વામી ૧૦૮, શ્રી ગોકુળનાથ મહારાજ છે. એમનું દ્વારકાનાથનું મોટું મંદીર મુંબઇમાં છે. અહીંથી પાસેજ એમના મહા પ્રભુની બેઠક છે.

કાટયા મારૂતીનું મંદીર—મુંબઇ આગ્રારોડપર વાઘાડી નદીના કાંઠાપર આ મંદીર છે, આ સને ૧૮૮૧ ના વરસમાં રઘુનાથ ભટ કાટેએ બાંધ્યું. મંદીરમાના મારૂતીનું મુર્તી નવ ફુટ ઉંચી હોઇ ભવ્ય છે.

કાળા રામનું મંદીર—આ પંચવટીમાંના રામના મંદીરોમાનું મુખ્ય છે. આની સામે સુમારે સતર ફુટ ઉંચાઇનો પથ્થરનો કોટ છે. તેને ચાર દરવાજા હોઇ પુર્વ દરવાજાપર નગારખાનું છે. મધ્ય ભાગમાં રામનું મંદીર પુર્વ તરફના મોઢે હોઈ અંદરની ઓરડીમાં ઉચા એવા ઓટલાપર રામ લક્ષ્મણ અને સિતા એમની કાળા પથરની સુમારે બએ ફુટ ઉંચાઈની એવા ત્રણ મુર્તીઓ છે. મંદીરની ફરતે સર્વ બાજુએ ઓરડીઓ છે. અંદરનો સર્વ ભાગ પથ્થરનો હોઈ તે ૨૪૫ ફુટ લાંબો અને ૧૦૫ ફુટ પહોળો છે. ઓરડીપરની અગાસીપર જવા સારૂં ઉત્તર બાજુની ભીંતમાં દાદરો છે. તેને ૧૨ । ૧૨ ફુટ ઉંચાઇના એવા ચાલીસ થાંભલા છે. થાંભલાની ચાર હાર હોઇ દરેકમાં દશ થાંભલા છે. તેમાં પશ્ચીમ બાજુએ હનમાનની મુર્તી ઉભી છે. આ મંદીર બાંધવા સારૂં

લાગેલા પથ્થરા નાસિકની ઉત્તરે ૭ માઇલ પર રામશેજના ડુંગરમાંથી લાવેલ હતાં. રામચંદ્રજી વનવાસમાં હોવાથી જે ઠેકાણે તેઓ રહયાં હતાં તેજ ઠેકાણે હાલનું મંદીર બાંધેલ છે એમ કહેવામાં આવેછે. આ મંદીર બાંધવાનું કામ બાર વર્ષ સુધી ચાલ્યું હતું અને તે કામસારૂ દરરોજ બે હજાર માણસો રોકવામાં આવ્યા હતાં. આ મંદીર સને ૧૭૮૨ માં રંગરાવ ઓઢેકરે બાંધ્યું. આ મંદીર બાંધવા સારૂ કુલ ત્રેવીસ લાખ રૂપીઆ ખર્ચ થયો. દેવસ્થાનને સરકારી નીમણુંક દર વર્ષે રૂ. ૧૨૨૨ા ની છે. અને શિંગવે ગામ ઈનામમાં આપેલું છે. નગારખાના સારૂ રૂપીઆ ૮૦૦ આવે છે. દેવ આગળ જે પૈસા ટકા પડે છે તે ઓઢેકરના વંશજ આ દેવસ્થાનને આપેછે.

ચઈતર સુદ ૧ થી નવ દીવસ રામનો ઉત્સવ શરૂ રહે છે. નોમને દીવસે રામનો જન્મ થાય છે. તે દીવસે અને અગીયારસે રામના રથના ઉત્સવ સારૂ બહુ મોટી જાત્રા ભરાય છે. આ બે લાકડાનાં રથ ગોપીકાબાઈએ આપ્યા છે. પૈકી એકને રામનો રથ અને બીજાને વીમાન કહેછે. રામના રથમાં રામને અને વીમાનમા મારૂતીને બેસાડી તે દરેક રથને સુમારે ૧૦૦ માણસો ખેંચેછે. મંદીરમાંથી ત્રણ વાગે રથ નીકળી કાટર્યા મારૂતી આગળથી, ગણેશ વાડીમાંથી, ગંગાના કાંઠાપર લાવેછે અને ત્યાંથી નારોશંકરના દેવળ આગળથી રામકુંડપર સાંજે સાત વાગે લાવેછે ત્યાં ચાર પાંચ કલાક સ્નાન, પુજા, અર્ચા વગેરે થાય છે. જે વખતે હજારો લોકો ત્યાં હોયછે. પછી રાસ્તાના વાડા આગળથી મંદીરમાં પાછા લાવેછે.

દરેક અગીયારસે ત્રણ વાગે રામચંદ્રની પાદુકા પાલખીમાં મુકી મંદીરની આસપાસ ફેરવે છે અને દશરાના દીવસે પાદુકાને પાલખીમાં બેસાડી સીમા ઓળંગણ કરેછે. શંક્રાતને દીવસે શહેરના માણસો રામચંદ્રજીના દર્શનાર્થે જાયછે અને બીજે દીવસે સ્ત્રીઓ સીતાને હળદ કંકુ અને તળ ગુળ આપવા સારૂ જાયછે.

આ દેવળને સારૂં વર્ષાસન બાંધી આપવું એવી પેશવાની ઇચ્છા હતી એમ કહેવાય છે. તેજ પ્રમાણે ઇનામની સંનદો તૈયાર કરી તે મંદીરમાં આવતા હતા તે દીવસ રામનવમીનો હતો અને રામજન્મનો વખત હતો પણ પેશવા આવે તે પહેલાં રામનો જન્મ થઇ ગયો. પેતે આવે ત્યાં સુધી રામનો જન્મ કેમ બંધ રાખ્યો નહી એવું કહી શ્રીમંતની સ્વારી પાછી ફરી અને તે તેમને કરેલી સંનદો બાલાજીને આપી. આ દેવળની ઇશાન્યે ગોસાઇ લોકનો અખાડો છે તેને દશનામી અખાડો કહેછે.

નારો શંકરનું દેવળ—આ દેવળને રામેશ્વર પણ કહેછે. આ દેવળ ગોદાવરીના ડાબે કાંઠે બાલાજી અને તારકેશ્વરની સામે છે. આ મંદીરની રચના ઘણી સુંદર હોઇ આપરનું નક્ષી કામ જોવા લાયક છે. નાસિકના નક્ષી કામોમાં આ એક પહેલાં નંબરનું નક્ષીકામ છે. મંદીરની વચ્ચે શિવલીંગ હોઇ બહારની બાજુએ નંદી છે. આ દેવળ પશ્ચીમ તરફના મુખનું છે. દેવળની આસપાસ પથ્થરના પગથીયાં હોઇ તેપર અગાસી છે. ચાર ખુણે ઘુમટ છે. દેવળના આગલા દરવાજાપર વચમાં પાંચમો ઘુમટ છે. તેમાં એક મોટો ઘંટ ટાંગેલો છે તે ઘંટ વસઇથી લાવવામાં આવ્યો હતો એમ કહેવાય છે. તેનીપર ૧૭૨૧ નો આંકડો છે જેપરથી તે ઘંટ તે સાલમાં બનાવ્યો હોય એમ જણાય છે. ઘંટનો ઘેરાવો ૭ ફુટ છે. અગાસીપર જવા સારૂ પાછલી બાજુના પગથીયાંપર ભીંતમાં નાનો દરવાજો છે અને દાદરો છે. બાકીના બે દાદરા બંધ કર્યા છે. આ દેવાલય માલેગાંવના નારોશંકર રાજે બહાદુરે સને ૧૭૪૭ માં બંધાવ્યું. જે બાંધવા સારૂ કુલ અઢાર હજાર રૂપીઆ ખર્ચ થયો, અને દેવળના આગલા પગથીયાં તેમનેજ સાત હજાર રૂપીઆ ખર્ચી સને ૧૭૫૬ માં બાંધ્યાં. આ દેવળના પડોશમાં ઉત્તરે સપ્તશૃંગી દેવીનું એક નાનું મંદીર છે.

અત્યાર સુધી ઉપર કહયાં પ્રમાણે દેવળો શિવાય ગોદાવરીની બંન્ને

બાજુના કુંડપર ઘણાં નાના નાના મંદીરો તથા મુર્તીઓ છે. જેમાં થોડા મહાદેવની, ગણપતીના, દેવોની અને મારૂતીના હોઈ વરસાદમાં તે ડુબી જાયછે. આ સિવાય શહેરમાં તથા પંચવટીમાં બીજા થોડા દેવળો છે.

ભદ્રકાળીનું મંદીર—આ ત્રણ બાજુએ બાંધેલું હોઈ મુખ્ય મંદીર પૈકીનું એક છે. આ મંદીર સાદા ઘર જેવું હોઈ તે સને ૧૭૯૦ માં ગણપતરાવ દિક્ષીત પટવર્ધને ત્રીસ હજાર રૂપીઆ ખર્ચી બંધાવ્યું. આ દેવસ્થાનને સરકારી નેમણુક દરસાલે રૂપીઆ ૨૫૦ છે. અર્ધા ભાગમાં ચોક હોઈ બીજા અર્ધા ભાગમાં સભામંડપ અને મંદીર છે. દેવળની અંદર ઉંચા બાંધેલા ઓટલાપર નવ મુર્તીઓ છે તેમાં વચ્ચે સુમારે એક ફુટ ઉંચાઈની તાંબાની ભદ્રકાળીની મુર્તી છે. બન્ને બાજુએ અઢી ફુટ ઉચાઈની ચાર મુર્તીઓ છે, અને આ ચાર મુર્તીઓના પગ આગળ ધાતુની એક ફુટ ઉચાઈની એવી બીજી ચાર મુર્તીઓ છે. આશો શુદ ૧ થી નવરાત્રનો ઉત્સવ શરૂ થાયછે. ધાર્મીક સભા, અરિષ્ટ શાંત્યર્થ યજ્ઞ, અનુષ્ટાન, જપ, વગેરે બાબતો અહીં થાયછે. ભદ્રકાળીના ખુણાપર એક શનીનું દેવળ છે.

મુસલમાનોની અહીં ૧૦ થી ૧૫ મસીદો છે. તેમાં જુમા મસીદ, પીરબાદાની દરગાહ આ બેઉને સરકાર તરફથી નેમણુક છે.

---

## સિધ્ધ અને સાધુ પુરૂષ, મઠ, ધર્મશાળા.

ભટજીનો મઠ—સુંદર નારાયણના મંદીર આગળ છે. સુમારે એકસો પંદર વર્ષ પહેલાં રઘુનાથજી ભટ કરીને અહીં એક મોટા તપસ્વી પ્રસિધ્ધ માણસ થઈ ગયા. એ પોતાના સિધ્ધી યોગથી રોગ સારા કરવામાં બહુ પ્રસિધ્ધ હતાં. મઠ પાસેનો ઘાટ આજે એમને સને

૧૮૦૮ માં બાંધ્યો. મઠની દક્ષિણે એક શિવાલય છે. સ. પુનાના બાલાજી પંત નાના એમને દસ હજાર રૂપીઆ ખર્ચી ઇ. સ. ૧૮૨૦ માં બંધાવ્યું આ મંદીરનો આગળો સભામંડપ અને પાસેની નાની ઓટલી નારાયણરાવ યમાજી પોતનીસે ઇ. સ. ૧૮૪૫ માં છ હજાર રૂપીઆ ખર્ચી બંધાવ્યાં. શીવાય પાસે એક દત્ત મંદીર છે.

શેણવીનો મઠ—આ સરકારવાડા પાસે છે. શેણવીના ગુરૂ સ્વામી મહારાજ જે કારવાર રહેછે તેમનો આ મઠ છે અને તેમનો એક કારભારી અહીં રહી મઠની સર્વ વ્યવસ્થા કરેછે.

સ્વામી નારાયણનો મઠ—આ સોમવાર પેઠમાં છે. સ્વામી નારાયણ આ મહાયોગી સિધ્ધ પુરૂષ સુમારે ત્રણસો વર્ષ અગાઉ થઇ ગયાં. એવો કહેવામાં આવેછે કે અહીં સ્વામીએ જીવતાંજ સમાધી લીધેલ છે.

અજગર બાવાનો મઠ—પંચવટીમાં કપાલેશ્વરની પાસે છે. એક કનોજી બ્રાહ્મણ લશ્કરમાં આમલદાર હતો પછી તેને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તે સાધુ થયો અને છેવટે તેને અહીંજ સમાધી લીધી. તેની યાદગીરી માટે અમૃતરાવ શિવદેવ વિંચુરકરે સને ૧૭૮૮ માં આ મઠ રૂપીઆ પાંચ હજાર ખર્ચી બાંધ્યો. આ સાધુ અજગર વૃતીથી રહેતો હતો તેથી તેનું અજગર બાવા નામ પડ્યું.

શંકરાચાર્યનો મઠ—આ પંચવટીમાંના કાળા રામના મંદીરની અગ્ની દીશામાં સુમારે પચાસ વારપર છે. ઇ. સ. ૧૭૨૦–૧૭૪૦ ના સુમારે એટલે પહેલાં બાજીરાવની કારકીર્દીમાં મૈસુર પ્રાંતમાં આવેલા શૃંગેરીમાંના જગદ્‌ગુરૂ શંકરાચાર્ય શ્રીમત્સચ્ચિદાનંદ મહારાજ એ અહીં રહ્યા હતાં. આગળ તેઓ અહીંજ સમાધિસ્થ થયા. ત્યારપછી તેમના શિષ્ય જગદ્‌ગુરૂ શંકરાચાર્ય બ્રહ્માનંદ સ્વામી એ પણ માંદા થઇ એક મહીનાની અંદર સમાધિસ્થ થયા. આ બંન્નેની સમાધિ પાસે પાસેજ છે. આ સમાધિ અને દેવળ સવાઇ માધવરાવે, ઇ. સ. ૧૭૭૮ માં

બાંધ્યું.. દરવાજાપરનો માળ અને નીચેનો ઓટલો નાના ફડણીસે બાંધ્યાં; પાછલો મઠ નારોશંકરે સને ૧૭૫૦ માં બાંધ્યો. આને કુલ શોળ હજાર રૂપીઆ ખર્ચ થયો. આ મઠને પિંપળનેરમાંથી પાંચસો રૂપીઆ ઇનામ મળે છે અને તે શિવાય સરકારી નેમણુક દરવર્ષ રૂપીઆ ૨૮૮ છે.

કેશવ મહારાજનો મઠ—આ કાળારામના ઉત્તર દરવાજા સામે છે. કેશવ મહારાજ એ અહીં એક મોટા સિધ્ધ પુરૂષ થઈ ગયા. તે રઘુનાથ ભટજીના મતના હતાં, જેમની સિધ્ધી સારૂં અનેક પ્રકારની લોકમાં વાતો ચાલું છે. સને ૧૮૪૬ માં અહી તાવનો ઉપદ્રવ હતો તેજ કારણથી તેઓ અહીં સમાધિસ્થ થયાં. આ શૈવ્યે કુટુંબના હતા.

કાર્તિકસ્વામીનો મઠ—આ તીળભાંડેશ્વર પાસે છે. સુમારે સીતેર વર્ષ પહેલાં કાતા પુન્નુ સિદ્ધી આયા એમને બંધાવ્યો. આ મઠમાં એક મુખી કાર્તીકસ્વામીની મુર્તી છે.

શ્રી ભદ્રકાળીનો મઠ—આ મઠ ભદ્રકાળીના બાંધકામ સાથેજ ઇ. સ. ૧૭૯૦ ગણપતરાવ દિક્ષીત પટવર્ધને બાંધ્યો.

દેવીનો મઠ—આ તળભાંડેશ્વરની ગલ્લીમાં છે.

શ્રી સત્યનારાયણનો મઠ—આ નાવ દરવાજા અને આમરાની વેસ એમની વચ્ચે છે. પંચવટીમાં શ્રી સમર્થ રામદાસ સ્વામીએ ગાયત્રી પુરશ્ચરણ કર્યું અને તે પુર્ણ થયા પછી મારૂતીની પ્રથમ સ્થાપના ટાકળી ગામે કરી.

યશવંતરાવ મહારાજનું મંદીર—આ સત્ય પુરૂષની સમાધી અને મંદીર ગંગાના બેટમાં પાંચ દેવળો પાસે છે. પ્રસિધ્ધ સાધુ દેવ મામલતદાર અથવા યશવંતરાવ મહારાજએ ઇ. સ. ૧૮૮૭ માં અહીં સમાધિસ્થ થયાં. એમની શિષ્ય મંડળીએ પંદર વીસ હજાર રૂપીઆ ખર્ચીને આ મંદીર અને ચોગાન વગેરે બાંધ્યાં. પડોશની નારસિંહ મંદીરની જગ્યા રામચંદ્ર મોરેશ્વર વૈશંપાયન વકીલે આપી.

કપુરથળાની છત્રી—આ ગંગાના ઘેટમાં પેશવાના ચોગાનની પાસે છે. પંજાબમાં આવેલા કપુરથલા સંસ્થાનના શીખરાજા રણધીરસીંગ સને ૧૮૭૦ માં વિલાયત જતા હોઇ, વચમાં એડનમાં ગુજરી ગયાં. તેમની દહન ક્રીયા અહી કરી, તેમની યાદગીરી સારૂ આ છત્રી બંધાવેલ છે. આ છત્રી બહુજ સારી બાંધેલી હોઇ, તેની પરના સિંહના મુખવટા જોવા લાયક છે. તેનીપર બંન્ને બાજુએ ઇંગરેજી, મરાઠી અને ઉર્દુ આ ભાષામાં તેજ અર્થનો લેખ છે. તે છત્રીને બાંધવા કુલ ૧૨૬૧૦ રૂપીઆ ખર્ચ થયો. આ છત્રીની પાસેજ કંઠાપર કપુરથલાની પથરની ધર્મશાળા અને મંદીર છે. આ મંદીરમાં રામ, લક્ષ્મણ અને સીતા, ગંગા અને ગોદાવરી એએની મુર્તીઓ છે. આ ધર્મશાળા અને મંદીર બાંધવા સારૂ કુલ રૂા. ૧૪૬૨૦ ખર્ચ થયો. દિલ્હી દરવાજા અને નાવ દરવાજા એમની વચ્ચે કાંઠાપર ચાંદવડકર સાવકાર એમને ઇ. સ. ૧૮૩૦ માં પંદર હજાર રૂપીઆ ખર્ચી ધર્મશાળા બંધાવી છે.

ગોવર્ધન—ગંગાપુર નાસિકની પશ્ચીમે છ માઈલપર અને ગોદાવરીના પુર્વ કીનારાપર ગોવર્ધન ગંગાપુર નામનું એક ગામ છે. નાસિકથી અહી સુધી સડક છે. આ ગામના ઉપરના ભાગને ગોવર્ધન અને નીચલા ભાગને ગંગાપુર એવા બે ભાગો છે. ગોવર્ધન આ ઘણુંજ જુનું ગામ છે. પાંડવ ગુંફાના નંબર ૩, ૪, ૫, ૧૦ અને ૧૨ આવા પાંચ શિળા લેખોમાં આનો બાર વખત ઉલ્લેખ આવેલો છે. આ ખ્રીસ્તી લોકના વરસની સરૂઆતમા વસેલું હોવું જોઇએ. ઉપરના શિળા લેખોમાં આને આહાર અથવા જીલ્લાનું મુખ્ય ઠેકાણું કહ્યું છે. આંધ્રભૃત્ય દીવાનનું આ મુખ્ય ઠેકાણું હતુ, અને અહી વણકરો ઘણા હતાં. હેમાડપંતની ૧૧ અગર ૧૨ મી સદીના સુમારે બાંધેલા એક બે દેવળો સિવાય અહીં જોવા લાયક બીજુ કંઇ નથી.

ગંગાપુરનો પાણીનો ધોધ—ગોવર્ધન ગંગાપુરની પુર્વે પા માઈલપર ગોદાવરીના પાણીનો ધોધ છે. જે ઠેકાણે પાણીનો ધોધ છે, તે ઠેકાણે નદી બહુ પહોળી હોઇ તેમાં મોટા મોટા ખડકો છે, અને તે ખડકો ઉપર બંન્ને કાંઠે લાંબે સુધી પાણી પથરાયલું જણાય છે. ગોદાવરીના જમણા બાજુના કીનારે આવેલા વીસ ફુટ ઉંચા ખડકપરથી પાણી નીચે પડે છે, અને પડતી વખતે તે ફીણને લીધે દુધ જેવું દેખાય છે તેથી તેને દુધસ્થળ કહેવાય છે. જે વખતે પાણી ખડકપરથી પડેછે તે વખતે અહીના પાણીનો દેખાવ બહુજ રમણીય અને આલ્હાદ કારક જણાય છે. ઉન્હાળામાં જ્યારે પાણી ઓછું હોય છે ત્યારે પાણીનો પ્રવાહ ખડકપરથી ન પડતાં બે ખડકની વચમાંથી વહેછે. ધોધની નીચે પચાસ વારપર તેવીસ પગથીઆંનો એક પથરનો દ દરો છે. જેપરથી પાણીના પ્રવાહ તરફ જવાય છે. જમણી બાજુએ ગોદાવરીના કાંઠે ઉત્તમ પ્રકારનો પથરનો ઘાટ બાંધેલ છે અને ત્યાં બે ધર્મશાળાઓ છે. આ બે ધર્મશાળા પૈકી એક ને પંચ કમાન હોઈ બીજી ચોરસ છે. આ ઘાટ અને ધર્મશાળા માધવરાવ પશવાની મા ગોપીકાબાઈએ બાંધ્યાં. શિવાય ત્યાં એક સોમેશ્વરનું દેવળ હોઇ બીજા બે મહાદેવના નાના દેવળો છે. શ્રાવણ માસનાં બીજા સોમવારે અહી સોમેશ્વરની જાત્રા ભરાય છે. આ સર્વેની પાછલી બાજુએ ગોપીકાબાઈનો વાડો છે; પરંતુ હાલમાં તેના પાયાની પડેલ ભીતો સીવાય બીજું કંઇ રહ્યું નથી. ઉત્તર બાજુએ કાંઠાપર એક ઉત્તમ આંબાવાડી છે, જેની પાછેલી બાજુએથી રામશેજ ટેકરીનું શિખર દેખાય છે.

દંડકારણ્ય—પુર્વે કૃતયુગમાં સૂર્યવંશમાના મનુનો પુત્ર ઈક્ષ્વાકુ અને તેનો પુત્ર દંડકરાજા એક દીવસે શીકાર કરતાં ફરતાં હોવાથી ભાર્ગવ ૠષીના આશ્રમમાં આવ્યાં. તે વખતે ૠષી આશ્રમમાં નહતો; પણ તેમની અરજા નામની એક સુસ્વરૂપ કન્યા ત્યાં હતી. તેને એકલી

જોઈ દંડકરાજા કામમોહીત થયો. ત્યારે તેને વશ કરવા સારૂ તેને બહુજ ખટપટ કરી, પણ વ્યર્થ, છેવટે તેને બળાત્કારે તેનો ઉપભોગ કર્યો. આથી તે અચેતન પડી. અચેતન સ્થીતીમાં અરજાને પડેલ જોઇ, રાજા ત્યાંથી જતો રહયો. પછી થોડા વખતે ભાર્ગવરૂષી પોતાના આશ્રમે આવ્યા અને અચેતન સ્થીતીમાં તેની કન્યાને જોઇ, અને અંતરજ્ઞાનથી સર્વ જાણીને દંડક રાજાને તેમને શ્રાપ આપ્યો કે તારા રાજ્ય સહીત તું સાત દીવસમાં ભસ્મ થઇશ ! ધર્મયુક્ત એવા કૃતયુગમાં ધર્મ વિરૂદ્ધ આચરણ તે રાજાના હાથથી થયું તેથી વિંધ્ય અને શૈવલ પર્વતની વચ્ચે આવેલા તેના પ્રદેશને તે મહર્ષિએ શ્રાપ આપ્યો. ત્યારથીજ તે પ્રદેશનું દંડકારણ્ય એવું નામ પડયું.

---

## મહોત્સવ, યાત્રા વગેરે.

ચઈતર માસમાં સર્વ રામ મંદીરોમાં શુદ પડવાથી રામનવમીનો ઉત્સવ શરૂ થાયછે. રામનવમી :—એટલે રામજન્મના દીવસે ઘણી જાત્રા ભરાય છે અને શુદ અગીઆરસે પંચવટીમાનાં કાળારામનો મોટા રથનો ઉત્સવ હોય છે. આ વખતે બહાર ગામના ઘણાં યાત્રાળુ આવે છે. ચઈતર શુદ પુનેમના દીવસે હનમાનનો જન્મ દીવસ હોયછે. અહીંથી પંચ છ માઇલપર આવેલાં " ટાકળી " ગામે શ્રી સમથ રામદાસ સ્વામીએ શ્રી હનમાનની સ્થાપના કરેલી છે. તેના જન્મ ઉત્સવ પ્રસંગે ઘણા યાત્રાળુઓ જાયછે.

વૈશાખ મહીનામાં અખાત્રીજને દીવસે ગંગાના બન્ને કાંઠાપર બ્રાહ્મણની સ્ત્રીઓ શીવાય બાજા વર્ગની હજારો સ્ત્રીઓ એકઠી થઇ ગીત ગાતાં રાસ રમેછે. આ સ્ત્રીઓને રાસ રમતાં જોવા સારૂં હજારો સ્ત્રી પુરૂષો એકઠાં થાયછે. શિવાય પરશુરામ જયંતી અને નરસીંહ જયંતી વગેરે પરચુરણ ઉત્સવ થાયછે.

જેઠ માસમાં તપ્રંડકર અને ધોલપ વગેરેના ગંગામંદીરમાં દસહરા નિમિત્તે દસ દિવસ ગંગાનો ઉત્સવ શરૂ થાયછે. જેઠ મહીનાની પુનેમે સ્ત્રીઓ વડના ઝાડની અને સાવીત્રીની પુજા કરી બ્રાહ્મણોને દાન વગેરે આપેછે.

અશાડ મહીનામાં વીઠલ મંદીરમાં ઉત્સવ થાયછે.

શ્રાવણ મહીનામાં મુરલીધરના મંદીરમાં કૃષ્ણ જન્માષ્ટમીને લીધે રાત્ર દિવસ નામ સપ્તાહ શરૂ થાયછે. જન્મ વખતે ઘણાં લોકો દર્શન કરવા આવેછે. બારસને દિવસે ગોપાળકાલા હોય છે. દરેક સોમવારે તીળભાંડેશ્વર અને કપાલેશ્વર એમની પાલખી મોટા સમારંભથી વાજતે ગાજતે ગંગાપર નીકળે છે. કપાલેશ્વરનું રામકુંડપર અને તીળભાંડેશ્વનું તારકેશ્વર આગળ સ્નાન થાયછે. આ માસમાં પહેલાં અને છેલ્લાં સોમવારે નાસિકમાં, બીજા સોમવારે ગંગાપુરમાં સોમેશ્વરની, અને ત્રીજા સોમવારે પાંડવ ગુંફાની જાત્રા ભરાય છે.

ભાદરવામાં ગણપતી નો ઉત્સવ હોયછે.

આસો માસમાં ભદ્રકાળી, બાલાજી, અને શહેરની બહારની કાલીકા દેવી વગેરે ઠેકાણે નવરાત્રના નવ દિવસ ઉત્સવ હોય છે. તે વખતે દરેક મંદીરમાં ઘણાં સ્ત્રી પુરૂષોની દર્શન કરવા સારૂ ભીડ થાયછે.

કાર્તક માસમાં વૈકુંઠ ચોદસને દીવસે સુંદર નારાયણનો ઉત્સવ હોયછે. તે દીવસે બ્રાહ્મણ ભોજન હોયછે. ત્રીપુરારી પુનેમે તીળભાંડેશ્વર, કપાલેશ્વર, એ દેવળોમાં પુજા વગેરે થાયછે, અને મોટી રોશની પણ થાયછે. બીજા શીવમંદીરોમાં પણ રોશની થાયછે.

માગસર માસમાં ગંગાના કંઠાપર મેદાનમાં ચંપા છઠને દીવસે ખંડોબાની મોટી જાત્રા ભરાય છે. તે શીવાય વદ અગીયારસે સાધુ યશવંતરાવ મહારાજની તેમની સમાધી પાસે જાત્રા ભરાય છે. તે વખતે આજુ બાજુના ઘણાં લોકો જાત્રા નિમીત્તે આવેછે. દત્ત મંદીરમાં દત્તજયંતી ઉજવાય છે.

પોસ માસમાં મકર શંક્રાંતીના બીજા દીવસે શહેરની સર્વ જાત
ઘણી સ્ત્રીઓ સીતાને તળગોળ આપવા સારૂ કાળારામ મંદીરમાં જ
છે; અને માંહોમાંહે હળદ કંકુ અને તીળગુળ વહેંચે છે. તે વખ
સ્ત્રીઓનો આ મેળાવડો જોવા જેવો હોયછે. અહીંથી શહેરની ઉત
'ઘ્રસરૂળ' નામનું એક ગામ છે. ત્યાં સીતા સરોવર નામનું તી
છે. તે ઠેકાણે દરેક રવીવારે નાહવા સારૂ ઘણાં લોકો જાયછે. શીવ
ઉપર કહયાં પ્રમાણે ચાકળી ગામે શ્રી સમર્થ રામદાસ સ્વામી એમ
વદ નોમને દીવસે મરણ તીથી હોવાથી શહેરમાંથી ઘણા લોકો જાય

મહા મહીનામાં રામકુંડપર ગોદાવરી નદીનો દસ દીવસ ઉત્
હોય છે. મહા શિવરાત્રી લીધે ગામ ગામના હજારો લોકો અહી સ્ન
સારૂ આવેછે.

ફાગણ માસમાં વદ પાંચમની પહેલા આવતાં બુધવારે સૈ
સાદકશાહ હુસેની આ સાધુ પુરૂષની દરગાહ હોઇ ત્યાં મોટો ઓર
ભરાય છે. અને તે ઓરસમાં બધી જાતના લોકો જાય છે. એને સ
કારી વર્ષાસન મળેછે.

આ શીવાય અહીં સોમવતી, ચંદ્ર, સૂર્ય ગ્રહણો, અર્ધોદય, મો
દય, ગજછાયા, અને સિંહસ્થ, અધિકમાસ વગેરે પર્વપર હજા
યાત્રાળુઓ આવેછે.

---

## તપોવન—વર્ણન.

પંચવટીની પૂર્વે એક માઇલપર ગોદાવરી નદીના કાંઠે તપો
અથવા તપ કરવાનું પવિત્ર ઠેકાણું છે. આ સ્થાને પહેલાં મોટા મો
ઋષીઓના તપ, યજ્ઞ વગેરે કર્મો હમેશાં થતા હતાં. અહીં રહેલ રાક્ષ
ઋષીઓને વારેઘડીએ હેરાન કરતાં હતા. વનવાસના કારણે શ્રી રામચં
જીનું આ ઠેકાણે રહેવાનું થવાથી તેમના હસ્તોથી તે દુષ્ટ રાક્ષસોનો

થયો, અને તેથીજ આ સ્થાન નિર્ભય થયું, અને ત્યારથીજ ઋષીઓના યજ્ઞયાગ, હોમ હવનાદિ કર્મો, હરકત વગર થવા લાગ્યાં.

તપોવનમાં હાલમાં જોવા લાયક કંઈ એ તો ત્યા એક મોટું, અને ઘણુંજ જુનું વડનું ઝાડ છે. આ ઝાડ ઋષીઓના વખતનું છે એમ કહેવાય છે. આ ઝાડની નીચે લક્ષ્મણનુ ઉત્તરાભિમુખ આવેલું એક નાનું મંદીર છે. તેની સાથેજ તે પહેલા તપશ્ચર્યા કરતા હોવાની તે વખતની સાક્ષી પુરતી ધુની હજુ સુધી સંભાળી રાખવામાં આવીછે આ દેવળને ઇનામી જમીન હોઈ તેની બધી વ્યવસ્થા રામાનુજ પંથી આચાર્ય કરેછે.

લક્ષ્મણના દેવળની સામેજ બીજું એક પુર્વાભિમુખ લક્ષ્મણ મંદીર આવેલુ છે, જેમાં લક્ષ્મણની સુમારે એક ફુટ ઉંચાઈની મુર્તી છે. ત્યાં જે લેખ છે તે પરથી માલમ પડેછે કે બનવેલા વાળા ઠક્કર મોનજી ચાગપાલ અને જેઠુ વસનજી ચાગપાલ એમના સ્મરણાર્થી મોનજીની માતોશ્રી જમનાબાઈ અને તેમની વીધવા ધણીઆણી વીરબાઈ એ ઈ. સ. ૧૮૯૫ માં બંધાવ્યું. શિવાય વીરબાઈ એ પોતાના મરણ સમયે આ દેવળને બે હજાર રૂપીઆની રકમ આપી એમ સમજાય છે. આ દેવળની સામેજ એક નાનું હનમાનનુ મંદીર છે. ત્યાં જે લેખ છે તે પરથી જણાય છે કે કચ્છના સ્વર્ગવાસી ઠક્કર મુરલીધર કેશવજી ભાટયાના તરફથી ઠક્કર નારાયણદાસ કાનજી માલજી, ઠાકરસી રણછોડ દલાલ અને ધરમસી હરજીવન બંગાલી આ ત્રણે મળી આ મંદીર બંધાવ્યું છે. આ હનમાનના મંદીરની પાસમાં ઉત્તરની બાજુએ એક ગોશાળા છે. કચ્છના મશકાબાજાના ઠક્કર નારાયણ કાનજી માલજી, અંજારવાળાના ઠક્કર ધરમસી ભવાનજી હરભમ અને બીજાં કેટલાંક જણાએ મળીને આ ગોશાળા ઈ. સ. ૧૯૦૪ માં બાંધીછે. આ શાળા ગાયો બાંધવા સારૂ અને સાધુઓને ઉતરવા સારૂ હોઈ તે ભાડે આપવા અથવા તો વેચવાનો કોઈને આધાર નથી. અહીંની અને લક્ષ્મણ મંદીર વગેરેની વ્યવસ્થા રામાનુજ પંથના આચાર્યો કરેછે.

લક્ષ્મણના મંદીરથી સુમારે બસો, અઢીસો વારપર પુર્વે ગંગાના પેટમાં બે ડા મોઠા ખડકો છે. તે પૈકી બે મોઠા ખડકમાં ગંગના પ્રવાહનો એક માર્ગ પડયો છે. આને બ્રહ્મયોની કહેછે. આજ ઉપર કહેલાં ખડકના માર્ગમાં બે છીદો જે છે તે શુર્પણખા રાક્ષસીના છે એમ સમજે છે. તે સબંધી એવી દંતકથા છે કે, રામનો શત્રુ જે રાવણ તેની શુર્પણખા બહેન હતી. તેનો છોકરો શબર આ જંગલમાં કાળ ખડગની પ્રાપ્તી માટે તપ કરતો બેઠો હતો; પરંતુ તે તેને મળે તે પહેલાં લક્ષ્મણે તેને મારી નાખ્યો. તેથી તેનું વેર લેવાને લક્ષ્મણ સાથે કપટ કરી લગ્ન કરવાની ઇચ્છાથી શુર્પણખા સ્વરૂપવાન સ્ત્રીનો વેષ લઇ તેની પાસે આવી; અને તેને પ્રેમ પાશમાં સપડાવવા સારૂ પ્રયત્ન કરવા લાગી. ત્યારે લક્ષ્મણે તેણીને રામની સંમતી સારૂં મોકલી. રામને તેણીનું કપટ સમજાઈ ગયું; તેથી તેમણે તેણીની પીઠપર તેનાં નાક અને કાન કાપવા સારૂં લક્ષ્મણને લખી મોકલ્યું. લક્ષ્મણે તે વાંચીને તરતજ તેણીના કાન અને નાક કાપી નાખ્યાં. તેથી આ બે કાણા તેણીના નાકનાં સમજે છે. ગંગાના જમણા કીનારાના ખડકમાં કોતરેલી અગ્યાર કોટડીઓ છે ત્યાં શિળા લેખ વગેરે કાંઇ ન હોવાથી તેનો વખત તથા જે માણસે તે કોતરાવેલી તેનો ધર્મ વગેરે જાણવાને કાંઇજ સાધન નથી; પરંતુ આ કોટડીઓ રૂષીઓને તપ કરવાનું સાધન હશે એમ લાગેછે. ત્યાં આવેલાં કપીલ તીર્થની પુર્વે એક ઉંચા ઓટલાપર પ્રસિધ્ધ પેઠણકર સાધુ એકનાથ મહારાજ એમની પાદુકા કોઇ ગૃહસ્થે સ્થાપન કરેલી હોઇ તેપર એક નાનું મંદીર બાંધેલું છે. દરવર્ષે ફાગણ વદ છઠને દીવસે અહી નાનો ઉત્સવ વગેરે હોયછે. કપિલતીર્થ પાસે ખડકમાં નાની નાની ખોલી છે. તેને પાપ પુણ્યની ઓરડીઓ કહેછે. બ્રહ્મયોની, રૂદ્રયોની, વિષ્ણુયોની, અગ્નીતીર્થ, મુક્તિતીર્થ અને સૌભાગ્યતીર્થ એવા એના નામો છે. તેમાં ઘણા જાત્રાળુઓ ઉતરી એકમાંથી બીજીમાં, બી-

જીમાંથી ત્રીજીમાં આવછે. ત્યાં એક ગોર બ્રાહ્મણ બેઠેલો હોયછે. તે આ હકીકત કહી સંકલ્પ કરાવી દક્ષણા વગેરે લેછે. કપીલતીર્થ પાસે આવેલું કપીલમુની અને ગાય, શુર્પણખાનું લક્ષ્મણે કાપેલું નાક, રામલક્ષમણ એમની મુર્તી આ સર્વે અહી તૈયાર કરી બેસાડયા છે.

ઉપર કહેલાં લક્ષમણના દેવળથી આસરે બસો વારપર પશ્ચીમ બાજુએ લક્ષમી નારાયણનું મંદીર છે. તે ઉત્તરાભિમુખ હોઈ તેમાં સફેદ સંગેમરમરની લક્ષમી નારાયણની આસરે બે, બે, ફુટ ઉંચાઈની મુર્તી છે. નારાયણની મુર્તી ચતુર્ભુજ હોઇ પાસે લક્ષ્મીજી છે. મુર્તી ઉભી હોઇ રમણીય છે. જરા એક બાજુએ હનમાનનું નાનું મંદીર છે. શિવાય આ મંદીરમાં બાજુએ શ્રીકૃષ્ણ,રામ અને હનમાન એમનાં નાના નાનાં મંદીરો છે. મંદીરની ચારે બાજુએ આવેલી ધર્મશાળામાં ઘણાં ગોસાઈ, સાધુ રહેછે. આ મંદીરને ઇનામી જમીન હોઇ મુંબઈના કેટલાક ભાટીયા ગૃહસ્થો તરફથી મદદ મળે છે. આ દેવસ્થાનની વ્યવસ્થા રામાનુજ સંપ્રદાયના આચાર્ય કરેછે.

લક્ષ્મી નારાયણના મંદીરથી પશ્ચિમે સુમારે સો વારપર ગોપાળ કૃષ્ણનું મંદીર છે. તેમાં ગોપાળ કૃષ્ણની મુર્તી સંગેમરમરની હોઇ સુમારે બે ફુટ ઉંચી છે. તેમનું વાંસલી વગાડતો હોય તેવું ધ્યાન ઘણુંજ સુંદર છે. આ મંદીર તપોવનમાં આવેલાં મંદીરોકરતાં વધારે રમણીય છે. અંદરના રામ, લક્ષમણ અને સિતા એમની સફેદ પથરની સુમારે ત્રણ ત્રણ ફુટ ઉંચાઇની મુર્તીઓ છે. જેમાં રામ લક્ષમણનુ દર્શન ઘણુંજ ખેંચાણકારક છે. સીતાનું દર્શન થવાથી તેનું દર્શન કરનારનુ મન થોડો વખત સ્તબ્ધ થયા વગર રહેતું નથી. શિવાય અહીના હનમાનની મુર્તી પણ બે ફુટ ઉંચાઈની છે. હનમાનની જમણી બગલમાં સોનેરી ગદા, અને માથે સોનેરી રંગનો મુગટ હોઈ બે હાથ જોડેલા છે. આવી બાળ સ્વરૂપની હનમાનની મુર્તી જોઈ જોનાર ક્ષ-

સુવાક સ્તબ્ધજ થઈ જાય છે. આ મંદીરને અને સ્થાપનાને સુમારે વીસ પચીશ હજાર ખર્ચ થયો છે. અહી જે લેખ છે તે પરથી જણાય છે કે કચ્છ મઉના રહેવાશી ઠક્કર ડુંગરસી નાગજી એમને પોતાના સ્વર્ગવાસી પુત્ર જેઠા ડુંગરસીની યાદગીરી સારૂ આ મંદીર બંધાવ્યું. અહી ઇ. સ. ૧૯૧૧ થી ( અને સંવત ૧૯૬૭ થી ) પાંચ સાધુને અન્ન અપાય છે. શિવાય અહીંજ ઠક્કર ચતુર્ભુજ પેરાજ્યની યાદગીરી સારૂ પાંચ સાધુને અન્ન અપાય છે. આ મંદીર પુર્વાભીમુખ આવેલું છે.

વિષ્ણુ મંદીર—આ મંદીર રામમંદીરની પશ્ચિમ બાજુએ સુમારે દોઢસો વારપર છે. આ ઉત્તરાભીમુખ હોઇ તેમાં ત્રણ ફુટ ઉંચા ઓટલાપર સંગેમરમરની લક્ષ્મી નારાયણની મુર્તી છે. નારાયણની મુર્તી સુમારે દોઢ ફુટ ઉંચી હોઇ લક્ષ્મીની મુર્તી થોડી નાની છે. સામે નાનો સભામંડપ હોઇ તેની ફરતે બગીચો છે. દેવળપર ઈંટનો ઉંચો ઘુમટ હોઇ તે દુરથી દેખાય છે. દેવસ્થાનની વ્યવસ્થા રામાનુજ સંપ્રદાયના આચાર્ય પાસે છે.

રામમંદીર—આ મંદીર વિષ્ણુમંદીર પાસે છે. અંદર રામ લક્ષ્મણ અને સીતા એમની સંગેમરમરની સુમારે એક એક ફુટ ઉંચી મુર્તીઓ છે. સામે હનમાનનું નાનું દેવળ છે. તપોવનમાં રહેનાર શ્રી નારાયણ સ્વામી અને કચ્છના રહેનાર હિરજી ગોવીંદજી આ બંન્નેએ મળી બે હજાર રૂપીઆ ખર્ચી આ મંદીર સને ૧૮૯૫ માં બંધાવ્યું. કચ્છના બીજ્જણવાલાના સ્વર્ગવાસી રઘુવંશી કલ્યાણજી નારાયણ તુળશીદાસ એમની યાદગીરી સારૂ આ મંદીરમાં સંવત ૧૯૬૪ થી પાંચ સાધુઓને અન્ન આપવું શરૂ કર્યું છે. એ શિવાય આ મંદીરની સામે છે તે શેઠ ખેમરાજ કૃષ્ણદાસજી 'શ્રી વ્યંકટેશ્વર' છાપખાનાના માલીક મુંબઇ, એમના ધણીઆણી પાર્વતીબાઈ-રંગનાથ અને શ્રીનીવાસ એમના માએ બંધાવી મહંત અને સાધુઓ સારૂં આપી છે. ધર્મશાળાની અને

રામમંદીરની વ્યવસ્થા શ્રી નારાયણ સ્વામી જાતે જોયછે. એ શિવ
અહીં આવેલાં મંદીરોની જાત્રા અર્થે આવનારાં ઘણા ભાવીક અ
દાનશુર ભાટ આ વગેરે લોકો તરફથી ઘણા રોકડ રકમ વગેરે મળે
રામમંદીરથી સડકનો રસ્તો આસરે પાંચશો યાર્ડ છે અને એ દરમ્ય
કાંઇ જોવા જેવું નથી. તપોવનમાનું જોવાનુ અહીં પુર્ણ થાયછે.

---

## પાંડવ ગુંફા.

નાસિક શહેરની દક્ષિણે પાંચ માઇલપર ત્રીંબક અંજનગેરી ડુંગર
ત્રણ જુદી જુદી ટેકરીઓ થાયછે, અને તે સપાટીથી ૬૦૦ થી ૬૬
ફુટ સુધી ઉંચી છે. તે પૈકી સર્વથી મોટી ટેકરી નાસિકથી ૧૦૬૧
ઉંચી અને સમુદ્રની સપાટીથી ૩૦૦૮ ફુટ ઉંચી છે. તે ટેકરીપર
દ્ધની ગુંફાની હાર છે. આટેકરીનું અસલ નામ ત્રિરશ્મી હતું. તે
ઉલ્લેખ ગુંફાના શિલા લેખ નંબર ૨, ૩, ૫, ૧૦, ૧૫, ૧૮ અને
માં આવેલો છે. આજુબાજુના લોક આ બુદ્ધની ગુંફા છે એ ત
ભુલી ગયા છે તેઓ આ ગુંફાને પાંડવ ગુંફા કહેછે. ઉચ્ચ વર્ણના
ભાક હિંદુ લોક પણ નાસિક જાત્રાએ આવ્યા એટલે આ ગુંફાને પ
સમજી દર્શન કરવા સારૂં જાયછે; અને ગૌતમ, બુદ્ધ, બોધીસત્વ વ
પાણી લોકેશ્વર, પદ્મપાણી લોકેશ્વર અને બુદ્ધ તારાદેવી એમની મુ
ઓને યુધિષ્ઠિર અથવા ધર્મ, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ એ
પાંચ પાંડવ બંધુ, શ્રીકૃષ્ણ, બ્રહ્મ, કર્ણ અને દ્રૌપદી એમની તે મુર્તી
છે એવું હજું સુધી સમજે છે.

નાસિકથી ગુંફા સુધી પાંચ માઇલ સડકનો રસ્તોછે. પાંચ મા
આવ્યા પછી રસ્તાની પુર્વ બાજુએ સુમારે ત્રણસો વારપર ઉપર કહે
બુદ્ધની ગુંફાની ટેકરીનો પગરસ્તો છે. આ જગ્યાએ હાલમાં ઉ



ગંગાપુર–ગોદાવરીના પાણીનો ધોધ અથવા–કુદરથણી.

જવા માટે ઉત્તર દીશા તરફ વળતાં વળતાં ગુફાની સપાટી સુધી આસરે ત્રણસો ફુટ ઉંચો એવો એક સારો પગરસ્તો તૈયાર કર્યો છે.

આ ગુંફા એક હારમાં પુર્વ-પશ્ચીમ પ્રથરાયલી છે. તેની આગળ ટેકરીના વાયવ્ય ખુણાથી પુર્વ બાજુએ કેટલાક યાર્ડ એક પહોળો સપાટ રસ્તો છે. અહીંથી આજુબાજુની જમીનનો દુરનો દેખાવ ઘણોજ રમણીય લાગેછે. ગુંફાના મો ઉત્તર બાજુએ આવેલ હોવાથી તેમાં તડકો લાગતો નથી, અને ગુંફાના મોપર ખડકનો ભાગ આવેલો હોવાથી વરસાદ લાગતો નથી. તેથીજ અંદરનું ખોદકામ મુલ્યવાન અને ઉપયોગી શિલાલેખ દોઢથી બે હજાર વરસો થયાં તોપણ તે તદ્દન નવા અને સારી સ્થીતીમાં હોવા જેવાં લાગેછે.

એનશન્ટ મોન્યુમેંટ પ્રિઝરવ્હેશન એકટ સરકારે આ ગુફાને લાગુ પાડવાથી તેની વ્યવસ્થા સારી છે.

શ્રાવણ માસમાં ત્રીજે સોમવારે અહીં પાંડવ ગુંફાની જાત્રા ભરાયછે. ગુંફામાના શીલાલેખના અક્ષરોની ફેરફારની ટાપટીપ પરથી એવું દેખાય છે કે, આ નાસિકની ગુંફાના શીલા લેખનો વખત ઈ. સ. પહેલાં ૧૦૦ વર્ષથી આસરે ઇ. સ. ૫૦૦ વર્ષ સુધીનો હોવો જોઇએ. છેલ્લી તારીખના શીલા લેખમાં ગુંફા તઈયાર કરવા બદલ ઉલ્લેખ ન હોઈ ફકત તેની અંદરના સુધારાનો અને ફેરફારનો ઉલ્લેખ છે. ઉપલી ટાપટીપ પરથી ૧૫ અને ૧૬ મી ગુંફા બાદ કરીને બીજી સર્વે ગુંફાઓ ઇ. સ. પહેલાં ૧૦૦ વર્ષથી ઇ. સ. પછી ૫૦ વર્ષ સુધીની હોવી જોઈએ. ૧૫ અને ૧૬ મી ગુંફામાં શીલા લેખ નથી: પરંતુ તેની શીલ્પ કળાની પધ્ધતી ૨૦ મી ગુંફાની પધ્ધતી જેવીજ છે. ૨૦ મી ગુંફામાં આવેલા ૨૩ મા શીલા લેખપરથી આ ગુંફા ઈ. સ. ની પાંચમી અગર છઠ્ઠી સદીની શરૂઆતમાં કરેલી હશે તેથી ૧૫ અને ૧૬ મી ગુંફાના વખતમાંજ એટલે ઈ. સ. ની પાંચમી અગર છઠ્ઠી સદીની શરૂઆતમાંજ બાંધેલી હશે.

નાસિકની ગુંફાના શીલાલેખને પશ્ચીમ હિન્દુસ્થાનમાંની આવેલી ગુંફાના શીલાલેખ કરતાં વધારે મહત્વ છે, કારણ તેનાથી ઘણી મહત્વની અને ઇતિહાસીક માહીતી મળેછે. જો તેનાથી સાલવાર ઇતિહાસીક માહીતી મળતી નથી, તોપણ તેની અંદર આવેલી તુટક ખબર ને સર્વ સાધારણ કલ્પનાનો વીચાર કરતાં ઇ. સ. ના પહેલાં ૧૦૦ વર્ષોથી ઇ. સ. ૧૦૦ વર્ષ સુધી પશ્ચીમ હિન્દુસ્થાન તરફના ઘણાં દેશનાં નામો, પર્વત, નદી, શેહેરો, ગામો અને ગામડાં અને એનાં ઇતિહાસીક ઘણાંજ ભાગનો ખુલાસો થએલો છે. શીલાલેખમાં બતાવેલા રાજાનાં નામો—કન્હયા અથવા કૃષ્ણ, હકુસિરિ અથવા હકુશ્રી, ક્ષહરાત અને નહપાન તેનો જમાઈ ઉષવદાત, ગોતમી પુત્ર શાતકર્ણી, વસિષ્ટ પુત્ર પુળુમાયી, ગોતમી પુત્ર શીવદત્ત અને ઇશ્વર.

કુલ ગુંફા ચોવીસ હોઇ તેને પશ્ચીમ તરફથી પુર્વ તરફ અનુક્રમ નંબરો આપેલાં છે. અને તે ગુંફામાં કુલ છત્રીસ શીલાલેખ છે. ચૈત્ય, લયન, અને સત્ર એવા આ ગુંફામાં ત્રણ પ્રકાર છે.

ગુંફા નંબર ૧—આ ગુંફા અપુર્ણ છે. તેને એક ઓસરી ને એક રાંધણી છે. પાછલી ભીંતમાં આવેલી મુર્તી અધુર્ં હોવાને લીધે તે સાની છે તે કહી શકાતું નથી. આ ગુંફામાં મુખ્ય મહત્વાનો ભાગ કહીએ તો, તે બહારનાં થાંભલાપર કોતરેલો પણ અપુર્ણ ઘણોજ ઉત્તમ નકશીનો કઠેરો છે. તેપર ખોદકામ કરેલી બે હાર છે તે પૈકી ઉપલી હારમાં ફુલોનાં ગુચ્છ કોતરેલાં છે. અને નીચલી હારમાં ઝાડનાં પાંદડાના વેલબુટોમાં કોતરેલાં જનાવરના ચીત્રો છે. પોતાનો પાછલો પગ કરડતો બળદ, માણસખાઉ વાઘ, દોડતો હાથી, પાછલા પગથી મો ખજવાળતું હરણ, કુદતો બળદ, અને નાસતો વાઘ આ સર્વ નાનાં હોઇ જુનાં હોવાથી સ્પષ્ટ દેખાતાં નથી.

ગુંફા નબર ૨—ઉપરની ગુંફાની પુર્વે આસરે બાવીશ ફુટનાં

અંતરે આ ગુંફા છે. આ ગુંફાની સામે પાછલી ભીંતમાં ધર્મચક્ર એવી પધ્ધતીથી કમળપર પગ મુકી સીંહાસનપર બેઠેલી બુધ્ધની ત્રણ ફુટ ચાર ઈંચ ઉંચાઈની મુર્તી છે. અને તેના ચહેરાની ફરતે મધ્બાર છે. તેની જમણી બાજુએ બોધસત્વ અને પદ્મપાણી લોકેશ્વરની મુર્તી ઉભી હોઈ તેના જમણા હાથમાં ચમરી અને ડાબા હાથમાં કમળનું ફુલ છે. ડાબી બાજુએ બોધીસત્વ અથવા વજરપાણી લોકેશ્વરની મુર્તી હોઈ તેના જમણાં હાથમાં ચમરી અને ડાબા હાથમાં વજર છે. બોધીસત્વની ઉપર ઉડતી પર્ગાની આકૃતી હોઈ તેને વિદ્યાધર અથવા સ્વર્ગીય અપ્સરા કહેછે. જમણી બાજુની અપ્સરાનાં હાથમાં ફુલો છે, અને ડાબી બાજુની અપ્સરાંના હાથનાં ફુલોના હાર છે. ડાબી બાજુના બોધીસત્વની પાસે બુધ્ધની નાની નાની એકપર એક એવી ત્રણ ફુટ ત્રણ મુર્તીઓ છે. તેની પાસેની ભીંતમા ત્રણ ફુટ ત્રણ ઇંચ ઉચ્ચાઈના બે પુતળાં ઉભા છે અને જમીનપર મહાદેવની પીંડી અને નંદી કોતરેલાં છે. તેને રામેશ્વર કહેછે અને ઉડતા હનમાન નજરે પડેછે.

ડાબી કોટડીના વચલાં ભાગે કમળપર પગ મુકીને સીંહાસનપર બેસાડેલી ચાર ફુટ દસ ઇંચ ઉંચાઈની બુધ્ધની મુર્તી છે. તેની બંન્ને બાજુએ પાંચ ઇંચ ઉંચાઈની લોકેશ્વરની મુર્તી છે. જોનારની ડાબી બાજુએ આવેલી મુર્તીના માથાપર મુગટ છે ગળામાં કંઠો અને કાનમાં વાળી છે. તેના વાળ ગરદનપર લટકે છે. ડાબા હાથમાં વજર હોઈ જમણાં હાથમાં ચમરી છે જમણી બાજુની મુર્તીને ટોપા જેવાં વળેલાં વાળ છે. તેના જમણાં હાથમાં ચમરી અને ડાબા હાથમાં દાડા સાથે કમળ છે, તેને દાગિના નથી. સિંહાસનની પાછલી બાજુએ મગરના મોઢામાંથી નીકળનાર બતકો છે.

કોટડીની ડાબી ભીંતમાં વચમાં ઉપર પ્રમાણેજ ચાર ફુટ નવ ઈંચ ઉંચાઇની બુધ્ધની મુર્તી હોઇ તેની બંન્ને બાજુએ ચાર ફુટ બે ઈંચ

ઉંચાઈની લોકેશ્વરની મુર્તી છે. અને તેનીપર સ્વર્ગીય અપ્સરા છે. બન્ને બાજુના લોકેશ્વરને જટા છે. જમણી બાજુના લોકેશ્વરના જમણાં હાથમાં ચમરી અને ડાબા હાથમાં દાંડા સહીત કમળ છે. ડાબી બાજુના લોકેશ્વરના જમણા હાથમાં ચમરી હોઇ, ડાબો હાથ જાંગપર છે. સામેની ભીંતની અંદરની બાજુએ આવેલી આ સર્વે મુર્તીની ડાબી બાજુએ ચાર ફુટ દસ ઇંચ ઉંચાઇની બુધ્ધની મુર્તી હોઇ તેને માથાપર છે. તેના જમણા હાથની હથેલી ઉઘાડી છે અને ડાબા હાથે ખભાપરનું કપડું પકડેલું છે.

ઓસરીની જમણી બાજુની ભીંતના નાકાપર એક પલાંઠીવાળી બેઠેલી બુધ્ધની મુર્તી છે તેની જમણી બાજુએ ચમરી વાળો છે, મુખ્ય આકૃતીપર બેસાડેલી અને બાજુએ અપુર્ણ બોધીસત્વ હોઇ બુધ્ધના હાર છે. ગુંફામાંની ઓસરીની પાછલી ભીંતમાં પહેલા નંબરનો શીલાલેખ છે. અને ગુંફાની ડાબી બાજુએ પાણીનો એક કુંડ છે.

ગુંફા નંબર ૩—કુંડની સાથેજ ઉત્તમ પ્રકારે ખોદ કામ કરેલા રહેવા માટે સારામાં સારી ગુંફાઓમાં આ એક ગુંફા છે. આ ગૌતમી છોકરાની માએ ઈ. સ. પહેલા ૧૫ વર્ષપર કરાવેલો છે. ગુંફાની ઓસરીની બહારની બાજુએ આવેલાં કઠેરાંની ભીંતમાં નીચલી બાજુએ છ મોટા યક્ષ અથવા ગુહયકની અર્ધી આકૃતીઓ છે. અને તેની છાતીનો ભાગ જમીનને લાગેલો છે. ગુંફાના ત્રણ ભાગ છે. પીસ્તાલીશ ફુટ લાંબુ, એકતાલીશ ફુટ પહોળુ અને દસ ફુટ છ ઈંચ ઉંચુ એવું એક મોટુ દીવાનખાનું, અઢાર કોટડીઓ અને છેતાલીસ ફુટ આઠ ઈંચ લંબાઇની, સાત ફુટ દસ ઇંચ પહોળાઇની અને તેર ફુટ ચાર ઈંચ પહોળાઈની એવી એક બહાર ઓસરી છે. દીવાનખાનાની પાછલી ભીંતમાં છ, જમણી બાજુની ભીંતમાં સાત, અને ડાબી બાજુની ભીંતમાં પાંચ; એમ અઢાર કોટડીઓ છે. પાછલી ભીંતમાં ત્રીજી અને ચોથી

કોટડીની વચમાં મુર્તીની નીશાની અથવા ચૈત્ય અર્ધાં વીશ્રાંતી લેતા હોય તેવી સ્થીતીમાં છે. આ મુર્તીની ડાબી બાજુએ પગમાં તોડા, કેડની આસપાસ લુગડું; કાનમાં અલંકાર અને હાથ જોડતી સ્થીતીમાં ત્રણ ફુટ ત્રણ ઈંચ ઉંચાઈની સ્ત્રીની મુર્તી છે. આ સ્ત્રીની મુર્તીપર અને ઘુમટની ડાબી બાજુએ સીંહ અને જમણી બાજુએ ચક્ર છે. આ વચલો બુદ્ધ, ચક્રધર્મ અને સીંહ ધર્મ સંઘ બતાવે છે. આ ત્રણ રત્નો હોઇ બુદ્ધની પુજાના મુખ્ય છે. સીંહ અને ચક્રની ઉપર બે ગંધર્વ બે બાજુથી તે મુખ્ય મુર્તી તરફ ધ્યાનસ્થ જણાય છે. ડાબી બાજુની ગંધર્વની મુર્તીના હાથમાં ફુલનો હાર છે અને જમણી તરફની ગંધર્વની મુર્તીના ડાબા હાથમાં ફુલની છાબ છે. અને તે જમણા હાથથી ફુલ ચઢાવે છે.

ગુંફાનો મુખ્ય દરવાજો પાંચ ફુટ દસ ઇંચ પહોળો અને નવ ફુટ દસ ઈંચ ઉચો છે તે તોરણો કોરી ઉત્તમ પ્રકારે શુશોભીત કરેલો છે. તે દરવાજાપર એક એક ચોરસ ફુટના ઓગણીસ ગોખ છે. તે પૈકી દરવાજાપર સાત અને બંન્ને બાજુએ છ, છ એવાં છે. દરવાજાપરનાં ગોખમાં ૧ અને ૭ માં હાથ જોડેલી અને માથાપર પાઘડી પહેરેલી આકૃતીઓ છે. ૨ અને ૬ માં હાથ જોડેલા સંન્યાસી અને માથે પાઘડી વગરના સંન્યાસીઓ છે. ૩ જામાં પીપળાનું ઝાડ છે. ૪ માં અર્ધ વીશ્રાંતી હાલતમાં હોય એવી એક મુર્તી હોઈ તેનીપર છત્રી છે અને બંન્ને બાજુએ બે ઉભેલાં માણસોની આકૃતી છે. પાંચમાંપર આંબપર મુકેલું ચક્ર છે.

દરવાજાની ડાબી બાજુએ છ ગોખ છે. તેમાં નીચેના પહેલાં ગોખમાં ઠીંગણા પુરૂષની આકૃતી છે. બીજામાં પુરૂષ અને સ્ત્રી ઉભા હોઈ તેણીનો ડાબો હાથ તેના હાથમાં છે. ત્રીજામાં પુરૂષ અને સ્ત્રી ગરદન ફરતે હાથ રાખી ઉભા છે. ચોથામાં જોગણીનો પહેરવેશ પહે-

રેલી સ્ત્રી છે, પરંતુ તેના પગનાં સાંકળાં અને કાળા વાળપરથી તે જો-ગણ હોય તેમ લાગતું નથી. તેની પાસે પાર્થના કરતો એક માણસ છે. પાંચમામાં ચોથા ગોખનો માણસ સ્ત્રી લઇ જાયછે અને તેણીનો પોશાક ત્રીજા ગોખમાંની સ્ત્રી જેવોજ છે. અને તે જોગણી જેવી આકૃતીના ગળાને વળગેલી છે. છઠ્ઠામાં એમ લાગે છે કે ત્રીજા ગોખમાનો મનુષ્ય નસાડી લઈ જનાર સ્ત્રીને બચાવે છે.

દરવાજાની જમણી બાજુએ છ ગોખ છે. તેમાં નીચેના પહેલાં ગોખમાં એક ઠીંગણા માણસની આકૃતી છે. બીજામાં ડાબો હાથ ઝા-ડને ટેકાવીને એક સ્ત્રી ઉભી છે જે જમણા હાથે હંસને ખાવાનું નાખેછે. ત્રીજામાં તેજ સ્ત્રીના ગળાની આસપાસ એક માણસનો હાથ છે અને જમણો હાથ તે તેણીના મોંપર લઈ જાયછે, તેપરથી તે તેણીને બોલ-વાની વીનંતી કરતો હોય તેમ લાગેછે નીચેની બાજુએ એક છોકરાએ તેણીનો પગ પકડેલો છે ને તેણીના ડાબો હાથ તે છોકરાનાં માથાપર છે. ચોથામાં ઉપર પ્રમાણેજ ગળાની આસપાસ હાથ નાખેલા સ્ત્રી પુરૂષ છે અને નાનો છોકરો હાથ જોડી જોતો બેઠોછે. પાંચમામાં છોકરાના ગળે ફરતો હાથ રાખી, ઝાડની નીચે બેઠેલા સ્ત્રી છે. છઠ્ઠામા તે માણસ તેણીને જબરજસ્તીથી ખેંચેછે પણ તેણી તેના તરફ જોતી નથી. દર-વાજાની બંન્ને બાજુએ છ ફુટ બે ઇંચ ઉંચાઇના પુરૂષોના ચીત્રો છે. જેમના હાથમાં કમળના ગુચ્છ છે ને તેઓએ ધોતીયાં પહેરેલા છે. ને બીજાં ધોતીયાં તેમને કમરે વીંટાળેલા હોઇ તેના છેડાં નીચે લટકતા છે. ડાબી બાજુના ચીત્રના હાથમાં કડાં છે ને એના માથાપર શીરપેચ છે. જમણી બાજુના ચીત્રના હાથમાં એકજ કડું છે. દંડની ફરતે ભુજા અને કાનમાં મોટી વાળી છે. ચીત્રો ઘણુ કરીને બુધ્ધના દરવાજાનું સંર-ક્ષણ કરનાર દરવાનનાં હશે. બહારની ઓસરીની બંન્ને બાજુએ બે ચો-રસ થાંભલા છે. અને વચ્ચે છ થાંભલાનો આકાર છ ખુણો હોય તેને

આડ ઝુણી પાસ છે. જમણી બાજુએ ભાંગેલા બે થાંભલા બેસાડેલા છે. પશ્ચીમથી પુર્વ તરફ જતાં પહેલા થાંભલાપર મહાવત સાથે બે હાથી છે, બીજાપર હાંકવાવાળો હોય બે બકરાં જેવા જનાવરો છે. ત્રીજાપર બે હાથી છે. તે પૈકી ડાબી બાજુના હાથીની સુંઢમાં બે ઘંટ છે અને મહાવત સ્ત્રી છે. ચોથાપર મહાવત સાથે બે હાથી છે. તે પૈકી ડાબી બાજુના હાથીની સુંઢમાં સ્ત્રી છે. પાંચમાંપર બે કલ્પીત જનાવરો છે. તેને પક્ષી જેવા મોઢાં, લાંબા કાન, જનાવર જેવાં શરીર હોય તેપર મહાવત છે. છઠ્ઠાપર મહાવતવાળા બે હાથી છે. ડાબી બાજુના હાથીની સુંઢમાં કમળ છે. બહારના ભાગથી જોવા વાળાની પુર્વ બાજુથી પશ્ચીમ તરફ આવેલાં પહેલાં થાંભલાપર વાઘનાં બે ચીત્ર અને મહાવત છે. બીજાપર વાઘના શરીર, પક્ષીના મોઢાં, સસલાંના કાન, અને હાંકવાવાળો હોઈ બે જનાવર છે. ત્રીજાપર બે હાથી છે. ડાબી તરફના હાથીપર મહાવત, અને જમણી તરફના હાથીપર એક મહાવત અને માણસ બેઠેલાં છે. ચોથાપર હાંકવાવાળો હોય સિંહ છે. પાંચમાંપર સીંહપર મહાવત અને માણસ બેસાડેલા છે. છઠ્ઠાપર બે બળદ છે. તેના મોઢાં ઘણાં સરસ કોતરેલાં છે પરંતુ શરીર અધુરાંજ છે. ભીંત તરફના જમણાં થાંભલાપર કમળો છે અને ડાબી બાજુના થાંભલાપર તેવાંજ અધુરાં કાઢેલાં કમળો છે. વચલાં બે થાંભલામાં નીચે મેદાનમાં જવા સારૂં પાંચ પગથીયાં કરેલાં છે.

જમણી બાજુના ચોગાનમાં કુલ ઓગણીસ ગોખ છે. તે દરેકમાં જુદી જુદી જાતના જનાવરોના મોઢાં, પાંદડા, કમળો, વગેરે કોતરેલાં છે. જમણી તરફની ભીંતની સામે બે કમાનો છે તેપર કઠેરા છે અને કઠેરાપર ઝાલરની સામે ત્રણ સ્ત્રીઓ છે તે પૈકી એક મુખ્ય થાંભલા પર છે અને દરેક છેડાપર એક એક છે. પશ્ચીમે અને ઓસરીની પછાડીની ભીંતમાં નંબર ૨ અને ૩ના શીલા લેખ છે.

ગુંફા નંબર ૪—ઉપરની ગુંફાની પાસેજ પણ જરા નીચેની બાજુએ આ ગુંફા છે. આ પહેલાં જમવાની જગ્યા અથવા રાંધણી હતી એના રહેલ બાકીના ભાગ પરથી એક ઓસરી અને એક દીવાનખાનુ હશે એમ દેખાય છે. ઓસરીના થાંભલાપર પીઢને પીઢ લગાડેલા હથી અને તેનાપર મહાવત અને સ્ત્રીઓ છે. પુર્વની બાજુએ છત નીચે ભીંતપર નંબર ૪-૫ નો શિલા લેખ છે.

ગુંફા નંબર ૫—ઉપરની ગુંફાની પેલી તરફ આ આવેલી છે. આ પહેલાં રહેવાની ગુંફા અથવા લયન હતું. આમા જોવા લાયક કંઈ નથી. ડાબી બાજુનાં થાંભલાનો બાકીનો ભાગ કાંઈક અવશેષ છે.

ગુંફા નંબર ૬—ઉપરની ગુંફાની પેલી તરફ આ આવેલી છે એ ગુંફામાં એક કોટડી છે. વચલી ભીંત પડેલી હોવાને લીધે તે બધોજ ભાગ આજ ગુંફાનો છે, એમ લાગેછે. આ ગુંફામાં જોવા જેવું કાંઈ નથી. ઓસરીની પાછલી ભીંતમાં સારી સ્થીતીમાં શીલા લેખ નંબર ૬ છે.

ગુંફા નંબર ૭—ઉપરની ગુંફાની પેલી તરફ આ ગુંફા છે. આ ચૈત્ય ગુંફા હતી પરંતુ તુટી ગએલી હોવાથી તેમાં જોવા લાયક કાંઇજ નથી. પાછલી ભીંતમાં નંબર ૭ નો શીલાલેખ છે.

ગુંફા નંબર ૮—ઉપરની ગુંફાની પેલી બાજુ એ આ રહેવાની ગુંફા અથવા લયન છે. એને એક ઓસરી અને અંદરના ભાગમાં ઓરડી છે. પાછલી અને આગલી ભીંતોમાં ખુંટીઓ સારૂ કાણાં છે. ઓસરીની આગલી ભીંતમા દરવાજાની બંન્ને બાજુએ નંબર ૮ ને ૯ નો શીલાલેખ છે. ઓસરીની ડાબી બાજુએ પાણીનો કુંડ છે.

ગુંફા નંબર ૯—ઉપરની ગુંફાની પેલી બાજુ અને ટેકરી પરથી નીચે જતાં રસ્તાના છેડાની બરોબર સામે આ ગુંફા છે. આ ગુંફાને ઓસરી અને અંદર કોટડીઓ છે. કોટડીમાં ખુંટા અને ગભાણ છે તે પરથી એમ જણાય છે કે આ ગુંફા ઢોર બાંધવાના ઉપયોગમાં લેતાં હશે.

બાજુએ અને વચમાં આવેલા થાંભલાપર ઉત્તમ ખોદકામના ચીત્રો છે. હાથી, બળદ અને ઉડતાં હરણો છે. સામેના મેદાનની નીચે એક મોટું પાણીનું કુંડ છે.

ગુંફા નંબર ૧૦—ઉપરની ગુંફાની નજદીકમાં આ રહેવાની ગુંફા છે. એની રચના ગુંફા નંબર ૩ માં આવેલાં થાંભલાની ટોંચપર પ્રાણીના ચીત્ર જેવાંજ આ ગુંફામાં પણ ચીત્રો છે. આ ગુંફાના ત્રણ ભાગ છે પીસતાળીશ ફુટ છ ઇંચ લાંબુ, ચુમાળીશ ફુટ છ ઇંચ પહોળુ અને નવ ફુટ નવ ઇંચ ઉંચુ એવુ એક દીવાનખાનું, સોળ કોટડીઓ અને સાડત્રીસ ફુટ ચાર ઇંચ લાંબી નવ ફુટ ચાર ઈંચ પહોળી અને અગીયાર ફુટ નવ ઇંચ ઉંચી એવી એક ઓસરી છે. દીવાનખાનાની પાછલી ભીંતમાં છ કોટડીઓ અને બાજુની ભીંતમાં પાંચ પાંચ કોટડીઓ છે. ત્રીજી અને ચોથી કોટડીની વચ્ચે ત્રીજી ગુંફાના જેવીજ એક મુર્તીનો ભાગ અથવા ચૈત્ય ધર્મ વીશ્રાંતીની સ્થીતીમાં છે. દરેક બાજુએ વાચનારી સ્ત્રીઓના ચીત્રો છે. અગીઆરમી અગર બારમી શદીના સુમારે આ મુર્તીની છ ફુટ ઉંચાઇની ભૈરવની આકૃતી બનાવેલી છે. તેને સીંદુર ચડાવી પુજા કરેછે. ભૈરવના જમણા હાથમાં ખંજર અથવા છરો, ડાબા હાથમાં ગદા અને ગળામાં માળા છે. માથાપરનું ઢાંકણ નહી સંપુર્ણ થઇ ગયું છે; પરંતુ તે બહાર આવેલા ભૈરવની મુર્તીના આચ્છાદન જેવુંજ હશે એમ લાગેછે. તેપર ત્રણ છત્રીઓ અને નીશાન હજુ છે. દીવાનખાનાને છ ફુટ પહોળો અને નવ ફુટ છ ઇંચ ઉંચો એવો મુખ્ય દરવાજો છે. અને તેની દરેક બાજુએ નાના દરવાજા છે. ઓસરીના થાંભલાપર અંદરની અને બહારની બાજુએ હાથી, બળદ, પક્ષીના કાલ્પનીક જનાવરોના વગેરે ઉપર પ્રમાણેજ ચીત્રો કોતરેલાં છે. ઓસરીમાં સારી સ્થીતીમાં નંબર ૧૦ થી પંદર સુધીના શીલાલેખો છે. ઓસરીની જમણી બાજુએ બહાર, અંદરના જેવીજ ભૈરવની મુર્તી છે અને તેનીપર નાગની ફેણ છે. ઉપર નાચનારી સ્ત્રીઓ છે.

ગુંફા નંબર ૧૧—નંબર ૧૦ ની ગુંફાની પેલી બાજુએ પણ થોડી ઉંચી જગ્યાપર એક નાની રહેવાની આ ગુંફા છે અથવા ભયન છે. ગુંફામાં એક એક ઓસરી, દીવાનખાનું, અને કોટડી છે. અંદર જૈન સંન્યાસીની ભીલી નેળી મુર્તી છે અને તે સુમારે અગ્યારમી સદીની હશે, તે ગુંફા પહેલાં તીર્થંનકર ઋષભ દેવની હશે એમ લાગેછે; કારણ કે તે સાધુની એક નીશાણી એટલે તેની ખભાપર જટા લટકતી હતી, તે પ્રમાણેજ આ મુર્તીની ખભાપર જટા લટકે છે. આ મુર્તી બે ફુટ ત્રણ ઇંચની હોય પદ્માસન વાળી બેઠેલી છે. આસન નીચે સામે જોતાં વાઘના મોઢા છે. મુર્તીના ડાબા પગ આગળ છોકરો છે. સિંહાસનના દરેક બાજુએ હમેશ પ્રમાણે ચમરી ઢાળનારના ચીત્રોછે. હવામાં ઉડનારી અપ્સરાઓ છે. મથ્થરનીપર ત્રણ છત્રીઓ છે.

જમણી બાજુની ભીંતમા જૈન અંબીકાની મુર્તી છે તેની બાજુએ જૈનગંધર્વ વીર મણીભદ્રની મુર્તી છે. અંબીકાની મુર્તી આંબાની ઝાડ નીચે પલાંઠી વાળી સીંહપર બેઠેલી છે. તે બે ફુટ નવ ઈંચ ઉંચી છે. આંબાના ઝાડપર એક વાંદરો અને પક્ષીનાં ચીત્રો કોતરેલાં છે. તેની જાંગપર નાનો છોકરો છે અને તેની જમણી બાજુએ ચમર લીધેલ છોકરો છે. માથાની ડાબી બાજુએ અંબીકાના લાંબા વાળ લટકે છે. તેના કાનમાં વાળી અને ગળામાં હાર છે તેના હાથમાંની જણસો ભાંગેલી છે; પરંતુ જૈન લોકોના પુસ્તકમાં વર્ણવેલી ફળ સાથની આંબાની ડાળ તેના હાથમાં હશે. જમણા હાથ આગળ દાઢીવાળા માણસનું ચીત્ર છે તેના ડાબા હાથમાં છીપનો તુકડો અને જમણા હાથમાં છત્રી છે જે પરથી તે પુજારી હશે એમ લાગેછે. મણીભદ્ર ત્રણ ફુટ પાંચ ઈંચ ઉંચો હોય હાથીપર બેઠેલો છે. ઓસરીની પાછલી ભીંતમા નંબર ૧૬ નો શીલાલેખ છે.

ગુંફા નંબર ૧૨—ઉપરની ગુંફાની પાસેજ આ ગુંફા છે. આ

ઉમણા બધ્ધી ભાંગી ગએલી છે. ઓસરીની આગલી ભીંતમાં નંબર ૧૭ નો શીલાલેખ છે.

ગુંફા નંબર ૧૩ અને ૧૪—ઉપરની ગુંફા પાસેજ આ ગુંફાઓ છે. વચલી ભીંત પડવાથી તે એકજ હોય એમ જણાય છે. નંબર ૧૪ ની ગુંફામાં ડાબી બાજુના થાંભલાપર ચંદ્રાકૃતી દાગીનાનું ચીત્ર છે. આ કોટડીની પાસેની કમાનમાં પાણીનું એક કુંડ છે. તે કમાનની ડાબી બાજુની ભીંતમાં કાનમાં વાળી પેહેરેલી સ્ત્રીની મુખાકૃતી છે. તે ઘણું કરીને શિતળા દેવીની હશે. આ ગુંફાની બાજુમાં આસરે ત્રીસ વાર એક ખુલ્લી જગ્યા છે.

ગુંફા નંબર ૧૫—ઉપરની ખુલ્લી જગ્યાની પેલી બાજુએ બુધ્ધ પેકી મહાયન ગ્નાનીએ છઠ્ઠી સદીના આરસામાં કરેલી ગુંફાના જેવીજ આ ગુંફા છે. અજંટા અને કાન્હેરી ગુંફામાં છઠ્ઠી સદીના આરસામાં આવેલી મુર્તી પ્રમાણે એમાં પણ બુધ્ધ, બોધીસત્વ અને નાગરાજ છે. કોટડી છ ફુટ નવ ઇંચ પહોળી, તેટલીજ લાંબી અને સાત ફુટ નવ ઇંચ ઉંચી છે દરવાજા સારૂ ભતમાં પાડેલાં કાણાં હજુછે આ ગુંફા નાસિકમાં આવેલી બીજી ગુંફા કરતા જુદી છે. પાછલી ભીંતમાં કમળ-પર પગમુકીને બેઠેલી પાંચ ફુટ ઉંચાઇની બુધ્ધાની મુર્તી છે. કમળની નાચે ધર્મચક્ર છે. ચક્રની બંન્ને બાજુએ હરણ છે. સિંહાસનની પાછલી બાજુએ વાઘને લગાડેલાં મગરનાં મોઢા છે. ઉપર હાથ જોડેલાં નાગ-રાજ છે. પાસેની ભીંતમાં ઉપર પ્રમાણેજ બુધ્ધા છે.

ગુંફા નંબર ૧૬—ઉપરની ગુંફાપર સુમારે વીસ ફુટ ઉંચે આ ગુંફા છે. ગુંફાપર જવા સારૂ મુંબઇના લુહાણા ગ્નાતીના વેપારીએ સને ૧૮૮૦ માં ઓગણીસ પગથીયાંનો એક લોખંડનો દાદર કર્યો છે. આ ગુંફાને પહેલાં બહાર ઓસરી અંદર કોટડી અને દીવાનખાનું હશે, એમ જણાય છે. છઠ્ઠી સદીના સુમારે આ કોટડીની ત્રણ બાજુ વધારે

પહોળી કરીને ત્યાં મહાયને બુદ્ધની મુર્તીઓ કરી છે; પરંતુ આ હકી-
કત સંશય કરતાં છે. અને કદાચ પંદર અને સોળ આગ્નને ગુંફા
પહેલાને કરેલી હશે. પાછલી ભીંતમા પાંચ ફુટ ઉંચાઇનો બુદ્ધ કમળ
પર પગ મુકીને અધ્યાપન કરવા બેઠેલાં હોય એવી સ્થીતીમાં સાંહાસન
પર બેઠેલાં છે. અને તેના ચહેરાની આસપાસ મખ્ખર છે. પાસે વાઘ,
બતક ખાનારા મગર, અને હાથ જોડેલા નાગરાજ છે. બંન્ને બાજુએ
બોધીસત્વ છે. દરેક બોધીસત્વપર કમળપર પલાઠી વાળેલા બુદ્ધ છે.

ગુંફા નંબર ૧૭—પંદરમી ગુંફાની ચાલીસ ફુટ પેલી તરફ અને
સોળ ફુટ ઉંચે આ ગુંફા છે. આ રહેવા માટે કરેલી હશે એમ તેની
અંદરના શીલા લેખપરથી જણાય છે. મુર્તી વાળી કોટડી અને ચૈત્ય
એનો ઉલ્લેખ શીલા લેખમાં છે; પરંતુ તે પુરી ન કરેલી હોવાને લીધે
તેની હાલમાં ગુંફા થઇ છે. અંદરની કોટડીનો આગલો બાજુનો ભાગ
ખડકના ઓટલો જેવા કડકો ટેવીજ અપુર્ણ સ્થીતીમાં રહીગયો છે. પ-
હેલાંના વખતમાં આ ખડકમાં શંકરની પીંડી કોરીને તેમાં લીંગ બેસા-
ડેલું છે. ગુંફાસામે રસ્તો છે. તે રસ્તાની પાછળની ભીંતમા અને ગું-
ફાના દરવાજાની જમણી તરફ એક કમાન છે તેમાં ચાર ફુટ ઉંચી એવી
બુદ્ધની મુર્તી કમળપર ઉભી છે. આ મુર્તી પણ છઠ્ઠી સદીમાં કરેલી હશે
આ રસ્તાની સામેની બાજુએ બે થાંભલા અને જનાવરો ચીત્રેલાં બીજા
બે થાંભલા છે. અંદર દીવાનખાનું છે જમણી બાજુની ભીંતમાં ચાર
કોટડીઓ છે. ઓસરીની પાછલી ભીંતમાં બારીપર અઢારમો શીલા-
લેખ છે.

ગુંફા ૧૮—ઉપરની ગુંફાની પાસે પણ છ ફુટ નીચે આ ગુંફા છે.
આ સર્વ ગુંફાની હાર વચ્ચે છે. એને ચૈત્ય ગુંફા કહે છે. દરવાજા
પાસેથી છત્રીસ ફુટપર મુર્તીનો બાકીનો ભાગ અથવા કટકો છે. તેની
ફરતે થાંભલાની હાર છે તેમા કેટલાંક થાંભલા ભાંગી ગએલાં છે. જમણી

તરફના થાંભલાપર નંબર ઓગણીસનો શીલા લેખ છે. ગુંફાના દરવાજાપર બુદ્ધના ઘોડાની નાળની કમાન છે. જુન્નરમાં આવેલી મનમોડા લાઈન પ્રમાણે અથવા દક્ષીણમાં આવેલી ભુતલીંગ ગુંફાની પાસેની કોટડી પ્રમાણે આ કમાનની નીચે ઘોડાં, હાથી, બળદ અને વાઘના ચીત્રો છે. વચમાં પંચ કોણાકૃતી બુદ્ધની મુર્તીની નીશાણી છે. અને તે કમળની અંદર આવેલા ત્રીશુળપરછે. ડાબી બાજુના દરવાજાનાં થાંભલાપર મોરની, માણસોની અને ફુલોની ઉત્તમ પ્રકારની કોતરેલી હાર છે. દરવાજાપર ડાબી બાજુએ યક્ષ છે. આ યક્ષના સામે દાદરો છે. તેપર થઇ નંબર વીસની ગુંફામાં જવાયછે. યક્ષની છ ફુટ ઉપર ડાબી તરફની ગોળ કાંગરીપર નંબર વીસનો શીલાલેખ છે અને જમણી બાજુની કાંગરીપર નંબર એકવીસનો શીલા લેખ છે. જમણી બાજુના દરવાજાપરનું ઘણું ખરૂં કોતર કામ ભાંગી ગએલું છે. કમાનની પર એક કઠેરો છે કઠેરાપર એક થાંભલો છે તે થાંભલાપર થાંભલા છે. તે થાંભલાપર જોડ બળદો, હાથી, ઘોડા વગેરે જનાવરો છે. કઠેરાપર ઘોડાની નાળની નાની નાની કમાનો છે. મુખ્ય કમાનની બંન્ને બાજુએ ફેણ પહોળી કરેલા નાગ છે.

ગુંફા નંબર ૧૯—ઉપલી ગુંફાની પેલી તરફ અને વીસમી ગુંફાની નીચે આ ગુંફા છે. આ સંન્યાસીઓ રહેવાની ગુંફા હતી અને તે સર્વ ગુંફા કરતાં વધારે જુની છે. એને ઓસરી, દીવાનખાનું અને છ કોટડી છે. દરેક કોટડીના દરવાજાપર ઘોડાની નાળની કમાન છે, અને દરેક કમાનમાં કઠેરાની હાર છે. ગુંફામાં સંન્યાસીના દંડ મુકવા સારૂ કરેલા કાણાં હજુ જોવામાં આવે છે. આ કોટડીનું સર્વ કામ ઉત્તમ છે. જમણી બાજુએ આવેલી બારીપર નંબર બાવીસનો શીલાલેખ છે. આ ગુંફાને લોખંડના દરવાજાનું નવું ચોકઠું બેસાડેલું છે. બહારના થાંભલા પડેલા છે.

ગુંફા નંબર ૨૦—અઢારમી ગુંફાની ડાબી બાજુએ ૫૬ર ફુટ ઉંચે આ ગુંફા છે. આ ગુંફામાં ફેરફાર થએલ છે એમ જણાય છે. પહેલાં આ ગુંફા ત્રીજી ગુંફા જેવીજ સંન્યાસીઓ રહેવાની હતી. આને મુખ્ય દીવાનખાનું હોઇ છ કોટડીએ ડાબી બાજુની ભીંતમાં છે. તેની પરના શીલા લેખપરથી એમ સમજાય છે કે બોપાકી નામના સંન્યાસીએ આ ગુંફા બાંધવાની સરૂઆત કરી હશે; ઘણાં દીવસ સુધી આ ગુંફા અધીૅ બાંધેલી રહી; પણ ભવગોપા નામના સેનાપતીની સ્ત્રી વાસુએ તે પુરી કરી. ગોતમીપુત્ર યજ્ઞ શ્રી શાતકર્ણીના સાતમે વર્ષે આ ગુંફા તેણે સંન્યાસીના ઉપયોગ સારૂં આપી. પહેલાંની છતમાં અને નવીન બનાવેલી છતમાં લીટીપરથી માલમ પડેછે કે પાંછળથી કરેલો ભાગ છતાલીશ ફુટ લાંબો હશે. પૈકી ૧૫ ફુટ છ ઇંચ હાલનું દીવાનખાનું છે. આ બાકીનાં અંદર મહાયન મુતીૅ છે. આના બે ભાગ છે. એક ભાગમાં અંદરની મુતીૅ અથવા કમાન અંદર એક મોટું દસ ઇંચ ઉંચાઇનું બુદ્ધનું પુતળું છે. તે કમળપર પગ મુકીને સિંહાસનપર અધ્યયન કરતું હોય તેવી સ્થીતીમાં બેસાડેલું છે. તેની બંન્ને બાજુ સિંહાસનનો પાછલો ભાગ હાથીના ચીત્રોથી રમણીય કરેલો છે. તેની શીંગડાવાળાં કાલ્પનીક સીંહના ચીત્રો છે; અને તેનીપર બતકે ખાનારા મગરો છે. મગરપર નાગરાજ છે. બુદ્ધના ચહેરા ફરતે મખ્ખર છે. બંન્ને બાજુએ આઠ ફુટ આઠ ઇંચ ઉંચાઇના ધીસત્વ છે. બોધીસત્વપર બુદ્ધ તરફ દોડનાર વિદ્યાધર છે.

દરવાજાની બંન્ને બાજુએ નવ ફુટ પાંચ ઇંચ ઉંચાઇના બોધીસત્વ છે દરવાજો ચાર ફુટ ત્રણ ઇંચ પહોળો અને આઠ ફુટ છ ઇંચ ઉંચો છે. ડાબી બાજુના બોધીસત્વની જમણી બાજુએ પાંચ ફુટ સાત ઇંચ ઉંચાઇના માણસની આકૃતી છે.

ડાબી બાજુની અને જમણી બાજુની ભીંતોમાં બે કોટડીઓ છે.

જે પુજારીના ઉપયોગ સારૂ અગર તો પુજાનો સામાન મુકવા સારૂ કરી હશે. કમાનની બાજુમાં બે થાંભલા અને વચ્ચે બે થાંભલા છે. અને તે પાંચમી અગર છઠ્ઠી સદીમાં અજીંટા—ગુંફામાના થાંભલા જેવાં છે. થાંભલામાં ગોળાકાર હોઈ તેમાં મગરોનાં અથવા હાથીનાં મોઢાં કોતરેલાં છે અને તેને પાંદડાની ડાળી અને કમળના ફુલો લગાડેલાં છે. દીવાનખાનાની ભીંતમાં આઠ કોટડીઓ છે. પૈકી જમણી બાજુની ભીંતમાં બીજી કોટડીએ એક ખાલી જગ્યાનો ભાગ છે. દીવાનખાનામાં જવા સારૂં એક મોટો નક્ષી કામનો દરવાજો છે. ડાબી બાજુની ભીંતમાં આવેલી મુર્તીથી છેવટની કોટડીના દરવાજાપર નંબર ત્રેવીશનો શીલાલેખ છે. જે નાસિકની ગુંફાના શીલાલેખ કરતાં સરવેમાં જુનો હોવો જોઇએ જેમા રહેવાની ગુંફાનો આકાર આપેલ છે.

ઓસરી ચોત્રીસ ફુટ ત્રણ ઇંચ લાંબી, સાત ફુટ નવ ઈંચ પહોળી અને દસ ફુટ ઉંચી છે. મુખ્ય દરવાજાની ડાબી બાજુએ બારીપર અને દરવાજાપર નંબર ચોવીસનો શીલાલેખ છે. હજુ સુધી આ ગુંફામાં એક વેરાગી રહેતો હતો. તેણે ઓસરીની જમણી તરફ ખુણામાં ભીંત કરી પોતાને સારૂ કોટડી બનાવી અને દીવાનખાનામાં દેવ મુકવા સારૂ ઓટલો બનાવ્યો. આ વૈરાગીનું એક કોળીએ પૈસા સારૂ ૧૮૮૩ માં ખુન કર્યું. શ્રાવણ મહીનાની ત્રીજા સોમવારે અહી પાંડવ ગુંફાની જાત્રા ભરાય છે.

ગુંફા નંબર ૨૧—ઉપરની ગુંફાની પાસેજ આ ગુંફા છે. એને એક દીવાનખાનું છે. એની બાજુએ અને વચમાં બે થાંભલા છે. આ ગુંફાની ડાબી બાજુએ એક ઉંડા પાણીનો કુંડ છે. ઉપરના લોકો આજ કુંડનું પાણી વાપરે છે. જે પીવામાં ઘણુ પાચનકર્તા છે. આ ગુંફા ઘણું કરીને રાંધવાની એટલે ભોજન કરવાની જગા હશે. અહી આવેલાં પાણીના કુંડપરથી આ રાંધવાનીજ ગુફા હોવી જોઇએ એમ

લાગે છે. આ ગુંફા આગળ મોટો પહોળો રસ્તો ખલાસ થાયછે. અને આગળનો બાકીનો રસ્તો પથરાવાળો અને કઠણ લાગેછે.

ગુંફા નંબર ૨૨—આ ગુંફા ઉપરની ગુંફાની પેલી બાજુએ ચો. ત્રીસ ફુટ આવેલી છે. એમાં ઘણું ભંગાણ હોવાને લીધે તેમાં જોવા જેવું કાંઈ નથી.

ગુંફા નંબર ૨૩—ઉપરની ગુંફાથી પચીસ યાર્ડ પેલી તરફ અને સરખીજ ઉંચાઇએ આ ગુંફા આવેલી છે છતમાં આવેલી નીશાણી પરથી લાગેછે કે અહી પહેલાં પાંચ, છ રહેવાની ગુંફા હશે. અને અહી પાણીનો કુંડ છે. પહેલી ગુંફામાં એક કોટડી અને એક ઓસરી, બીજીમાં એક કોટડી અને વચલો ખંડ, ત્રીજીમાં ઓસરી અને બે ઓરડીઓ, ચોથીમાં ઓસરી, બે ઓરડીઓ અને એક અધીં કોટડી હોવી જોઈએ. આ ચારે કોટડીઓની ભીંતો પડી ગએલ હોવાને લીધે આ સર્વેનું મળીને એક દીવાનખાનું થયું છે. દીવાનખાનાની પાછલી ભીંતમાં મહાયનની છઠ્ઠી સદીની ત્રણ મુર્તીઓ છે. અને ભીંતની કમાનમાં નાની નાની આકૃતીઓ છે.

જમણી તરફથી ડાબી તરફ જતાં એક પરસાળ અને એક નાની ઓસરી છે. અંદર સિંહાસનપર બેઠેલી સાત ફુટ ચાર ઈંચ ઉંચાઇની બુદ્ધની મુર્તી છે. બંન્ને બાજુએ પુજાના સામાન લાવનાર વિદ્યાધર અને વિદ્યાધરીની મુર્તીઓ છે અને હમેશ પ્રમાણે બાજુએ ચમરીવાળાં છે. બાજુની ભીંતમાં પાંચ ફુટ ઉંચાઈના બુદ્ધ છે. આબુદ્ધની બન્ને બાજુએ કમળપર એક ફુટ સાત ઈંચ ઉંચાઈની ત્રણ બુદ્ધની મુર્તીઓ છે. દરવાજાની બંન્ને બાજુએ પાછલી ભીંતમાં એક ઉભેલી મુર્તી છે. ડાબી બાજુની મુર્તી લોકેશ્વર પદ્મપાણીની હશે. જોનારની ડાબી બાજુએ સ્ત્રીની મુર્તી છે. તે મહાયન આર્ય તારાદેવી છે. દરવાજાની જમણી બાજુએ એક મોટી મુર્તી ઉભેલી છે. બાકીના પરસાળમાં ઉપર



નાસિક–સાધુ યશવંતરાવ મહારાજની સમાધિ અને દેવાલય.



ત્ર્યંબક—શ્રી ત્ર્યંબકેશ્વરનું દેવાલય.

કરીપરની ગુંફાની વ્યવસ્થા પંચકમીટી કરેછે. પંચકમીટીના હાલના સેક્રેટરી શેઠ શાહ હીરાચંદ અમીચંદ હોઈ તેઓ સોલાપુર રહેછે. ત્યાંથી તેઓ પોતાના મુનીમ મારફતે અહીનો સર્વ કારભાર કરેછે. દેવસ્થાનનો સર્વ ખર્ચ તેમની જાત તરફથી મળેલી બક્ષીસની ઉત્પન્નમાંથી ચાલેછે. મ્હસરૂળથી સુમારે એક ફરલાંગ ગયા પછી સડકના રસ્તાથી ગુંફા આવેલી ટેકરી એક માઇલ દુર છે. સડકથી ટેકરી પગથીયાં સુધી સુમારે ચારસો પાંચસો વાર પેલી તરફ, બળદગાડી અગર ટાંગો જઇ શકેછે. વરસાદમાં ફકત ગાડી, ઘોડા સારૂ આ રસ્તો ઘણો ખરાબ છે. મટોડીની થોડી પુરણી કરી ટેકરીની સપાટી સુધી ચારસો, પાંચસો યાર્ડ પગ રસ્તો તૈયાર કરેલો છે. ટેકરીની તળેટી પાસે પથરની બાંધેલી એક છત્રી હોઇ તેની અંદર સ્વામીની પાદુકા છે. તેની સામેજ બસો રૂપીઆ ખર્ચીને એક વાવ બંધાવેલી છે. તેમાં હમેંશા પાણી રહેછે.

ટેકરીના સરૂઆતના ચઢાવપર સુમારે પચાસ ફુટપર મટોડી સરખી કરીને પગથીયાં કરેલા છે. થોડો ચઢાંવ ચઢયા પછી સપાટી આવે છે. પછી મુખ્ય ટેકરીના ચઢાવની સરૂઆત થાયછે પ્રથમ ફરસબંદી ૩૮ પગથીયાં છે, પછી બન્ને બાજુએ નાના કઠેરા કરેલાં ૨૬૬ પગથીયાં છે. ૨૮૭ પગથીયાં ચઢી ગયા પછી જમણી બાજુએ ખડકમાં આવેલાં એક કુંડ તરફ રસ્તો જાયછે. જેમાં હમેંશા પાણી હોયછે. અહીંથી ૧૬ પગથીયાં ચઢયા પછી ગુફાની અગાશી આવેછે. આ ૧૬ પગથીયાં પૈકી તેર ખડકમાં કોતરેલાં છે. કુલ ૩૩૦ પગથીયાં છે ઇ. સ. ૧૮૭૦ માં ૭૫૦ રૂપીઆ ખર્ચી ગુંફાની સામે નાસિકના દીગમ્બર જઇન લોકો પૈકી, કેટલાંક શ્રીમંત મારવાડી, ગુજરાતી પેઢીવાલા, અને કાપડવાળા એઓએ મળીને એક ભીંત બંધાવી. અને ૮૦૦ રૂપીઆ ખર્ચ કરીને પગથીયાં બંધાવ્યા. ગુંફા ટેકરીની સપાટીથી ૪૫૦ ફુટ ઉંચેછે; અને

ગુંફાના મોઢા નૈઋત્ય દીશા તરફ છે. ગુંફાની સામે શહાબાદી બાદી બેસાડેલી છે અને હમણાં ત્યાં એક મંદીર બાંધવાનું કામ ચાલુ છે.

ગુંફાની ડાબી બાજુથી અગર પશ્ચીમ બાજુથી શરૂઆત કરતાં એક નાની કમાનમાં પાણીનો કુંડ છે. જેમાં હમેશ પાણી રહેછે. તેની બાજુના બંન્ને ચોરસ હોલ અર્ધા બાંધેલા છે. મધ્ય ભાગમાં ચાર થાંભલા હોઈ તે આઠ ખુણા અને સાદા છે. જેવી રીતે દેવળને ઘુમટ હોય છે તેવીજ રીતે ગુંફાપરના ખડકપર કમળની કળીનો ઘુમટ છે

ઓસરીની ડાબી બાજુની ભીંતમાં એક નવી ડેરી બાંધી તેમાં સુમારે દોઢ ફુટ ઉંચાઇની આદિનાથ સ્વામીની મુર્તી છે તેની સ્થાપના ઇ. સ. ૧૯૧૯ માં થઈ આ મુર્તી ભોપાળથી લાવેલા એમ કહેવાય છે. તેપછી ભીંતમાં એક લાંબી બારી છે. મુખ્ય દરવાજાના નીચે ઉમરો હોલ દરવાજાની બંન્ને બાજુએ તિર્થંકાર ઉભા છે. તે પાંચ ફુટ ત્રણ ઈંચ હોલ તેની બાજુએ સાડા ત્રણ ફુટ ઉંચાઇની બે સ્ત્રીઓ ઉભી છે. દરવાજાપર મધ્ય ભાગે ત્રણ સિંહપર આસન ઘાલી બેઠેલા ચાર ઈંચ ઉંચાઈના જીન છે. આની ડાબી બાજુએ ઘુંટણ ટેકીને વળેલા હાથીપર ક્ષેત્રપાલની મુર્તી છે; અને ડાબી બાજુએ એક જનાવરપર બેઠેલી અંબીકા દેવીની મુર્તી છે. તેની પલાઠીપર એક છોકરો છે દરવાજાની જમણી બાજુએ પારસનાથ ઉભા છે અને તેમના માથાપર પાંચ નાગની ફેણ છે. તેની જમણી બાજુએ ત્રણ ફુટ ઉંચાઇની એક સ્ત્રી હોઇ તેના માથાપર નાગની ફેણ છે. તેની જમણી બાજુએ ઘુંટણપર ઘુંટણ અડાડીને એક માણસ બેઠેલા છે. સર્વેની જમણી બાજુએ પેલી તરફ એક બારી છે. પછી એક નાનો દરવાજો છે. તેમાંથી અંદરના સાદા ભાગ તરફ જવાય છે, અને તેના અને બીજા ભાગમાં ભીંત છે. ઓસરીની જમણી બાજુના છેડે અંદર નાની ઓટલીવાળી એક અર્ધી

કોટડી છે, અને અંદર સામે ઓટલાપર બેઠેલી જઈનની મુર્તી છે અને તેની ડાબી બાજુએ નાના જઇન છે. અને કોટડીના દરવાજાપર જેવું મુખ્ય દરવાજાપર કોતર કામ છે તેવુંજ કોતર કામછે, અને તે જરા મોટું હોઈ ખરબચડું છે. આ કોટડીની અંદરનો ભાગ ઘણો સાદોછે.

મુખ્ય કોટડીમાંનો અથવા ગુંફામાનો ભાગ કોતરેલો છે પણ તે ચોરસ નથી. ગુંફાની ડાબી બાજુની ભીંતપર કોતરેલા ચીત્રોનો જથ્થો છે. તે જથ્થામાં મધ્ય ભાગે આદિનાથની નીશાણી, જે બળદ તેનીપર પલાંઠીવાળી બેસાડેલો હોઈ દશ ઇંચ ઉંચાઈના તીર્થંનકાર છે. તેની ડાબી બાજુએ એક ઉંકડી બેઠેલી આકૃતી છે; અને બે પાંચ ઇંચના પુરૂષની આકૃતીઓ છે. જઇનની જમણી બાજુએ તેજ પ્રમાણે બેઠેલાં પાંચ ઈંચના એક જઈન છે. તેના માથાપર એક ચીત્રેલી છત્ર છે. બંન્ને બાજુના જઇનની બાજુએ સાડાત્રણ ઈંચના પુરૂષોની આકૃતીઓ છે.

આ હારની ફરતે એકવીસ નાના દોઢ ઈંચના ચોકઠા છે અને દરેક ચોકઠામાં બેઠેલાં એક જઇન છે. પૈકી નીચેની બંન્ને બાજુએ પાંચ પાંચ છે અને ત્રણ ત્રણ ઉપર જનારા ઉતારાની પાસે, એક એક ઉતારાની નીચે; અને એક એક દરેક આકૃતીની ખાંધપર છે.

આ ઉપરની ત્રણ આકૃતીઓ મળી ૨૪ તીર્થંનકાર અથવા જઇન થાયછે. સામે અને ડાબી બાજુએ એક પથરનો ઓટલો છે. તેપરની પછવાડેની ભીંતમાં વચ્ચે ત્રણ સીંહના આસનપર ત્રણ ફુટ ઉંચાઇના પારસનાથ છે; અને તેમના માથાપર સાત નાગની ફેણ છે. તેનીપર બેઠેલી એક નાની આકૃતી છે. તેની બંન્ને બાજુએ બે ફુટ નવ ઇંચ ઉંચાઇની ચમરી પકડેલ આકૃતી છે. તેના માથાપર ઉંચો મુગટ છે. આ

ચમરીવાળાની બાજુએ બેઠેલા અને મુગટ માથે મુકેલા ઇંદ્ર છે. તેમના ગળામાં કંઠી અને કાનમાં વાળી છે. ડાબી બાજુની આકૃતી પુરૂષની હોઈ તે ધુંટણ ટેકવીને બેઠેલા હાથીપર છે. જમણી બાજુની આકૃતી સીંહપર અગર વાઘપર બેઠેલી અંબીકા દેવી છે. અને તેના ધુંટણ આગળ એક વાંકી વળેલ સ્ત્રી છે આ સર્વની પેલી તરફ બેઠેલા ત્રણ ફુટ પાંચ ઈંચ ઉંચાઈના પારસનાથ છે. વચમાં આવેલ આકૃતી પ્રમાણે આની બાજુએ પણ ચમરી વાળા છે. શીવાય તેનીપર ત્રણ છત્રીઓ છે જે વિદ્યાધર અથવા સ્વર્ગીય અપ્સરાના હાથમાં છે. તેમની નીચે અને મુર્તીના માથાપર સાત નાગની ફેણ છે. જમણી બાજુની હારમાં ડાબી નીચે ઉભા રહેલ ગૌતમ છે. એમની પેલી બાજુએ જમણી તરફ ઉભા રહેલ પુરૂષની આકૃતીઓ અને થોડી અધીં આકૃતીઓ છે. આ ગુંફાની આગલી ઓસરીના નીચે શહાબાદી પથરની જમીન કરેલી છે. અને ગુંફાને ત્રણ લોખંડના દરવાજા હોઈ તેને તાળાં દીધેલાં છે.

આ ગુંફાથી જમણી તરફ સુમારે દસ વારપર શરૂઆતની ગુંફા છે અને તેની આગળ ઉઘાડી ઓસરી છે. ડાબી બાજુની ભીંતપર જનાવરપર બેઠેલી એક આકૃતી છે અને તેનીપર છત્ર છે. જમણી બાજુની ભીંતમાં ઉપર પ્રમાણેજ વાઘપર બેઠેલી અંબીકા દેવી છે. અને તેની પલાંઠીપર છોકરો છે. ડાબી જાંગ નીચે એક ફુટ ઉભી એક આકૃતી છે, તેની પાછળ વાઘ છે. ઓસરીની પાછલી બાજુએ નક્ષીના દરવાજો છે જેનો ઉંબરો હોઇ તેને બે સીંહના મોઢાં છે. બંન્ને બાજુએ નક્ષીના થાંભલા છે. વચલી પટીપર અને કાંગરીપર માણસોની આકૃતીઓ છે. દરવાજાની ડાબી બાજુએ પારસનાથ હોઇ તેપર નાગની ફેણ છે. તેની બાજુએ બે સેવક છે. નીચેની બાજુએ થાંભલો હોઇ તેપર નાની નાની આકૃતીઓ કોતરેલાં છે. જમણી બાજુએ ઉપર પ્રમાણેજ આકૃતીઓ છે; પરંતુ તે હાલમાં સર્વે ખરાબ થઇ છે.

દીવાનખાનું આઠ ચોરસ ફુટ છે. અંદર ડાબી બાજુની ભીંતપર ચીત્રોનો એક જથ્થો છે. તેમાં બે સોહપર બેઠેલા દસ ઈંચ ઉંચાઈના બે જઈન છે.

જમણી બાજુએ સેવકો સહીત અંબીકા અને ઇંદ્ર છે. દરેક જઈનની ડાબી બાજુએ પુરૂષ ઉભા છે. પાછલી ગુફામાં વર્ણન કર્યા પ્રમાણેજ છત્ર અને એકવીસ જઈન બેઠેલાં છે. અંદરની ત્રણ મુખ્ય મુર્તીની બાજુએ હારમાં ત્રણ માણસો છે. તેમના માથાપર છત્રીઓ છે. જે સારી રીતે કોતરેલી નથી. પાછલી ભીંતમાં સામે એક પથરનો ઓટલો તેનીપર ત્રણ પુરૂષોની આકૃતીઓ ઉભેલ છે. વચલી આકૃતી ત્રણ ફુટ પાંચ ઈંચ ઉંચી છે અને બાજુની આકૃતીઓ ત્રણ ફુટ ત્રણ ઈંચ ઉંચાઈની છે. તેમના દરેકના મધ્ય ભાગે એક, એક એવા ચાર થાંભલા છે. તે થાંભલાની નીચે દરેક છેડાપર એક, એક નાના જઈન ઉભા છે. તે થાંભલાપર જુદી, જુદી આકૃતીઓ છે. આ જથ્થાની ડાબી બાજુએ હાથ જોડેલી અને માથાપર વાળના ગુચ્છાવાળી બીજી મુર્તી છે. આ મોટા ત્રણ પુરૂષોની આકૃતીની બાજુમાં નીચેના ખુણામાં ધુંટણ ટેકવેલી સ્ત્રીઓ છે જેમના માથાપર વાળના ગુચ્છા છે. જમણી બાજુની ભીંતપર બેઠેલાં બે નાના જઈન છે. એમની જમણી બાજુએ એક ફુટ ઉંચાઈની અંબીકા દેવી છે. તેની ડાબી જાંગપર છોકરો છે અને બાજુએ અને ઉપર આંબાની ડાળી છે. દરેક બાજુએ કેરીઓ ટંગાડેલી છે. અને તેનીપર એક બેઠેલી માણસની આકૃતી છે.

જમણી બાજુએ દસ ફુટપર ત્રીજી ગુંફા છે. સામે મધ્ય ભાગમ વિશ્રાંતી લેતાં પારસનાથ છે; જે અર્ધાજ છે. માથાથી તે છાતી સુધી તેમની સાત ફુટ ઉંચાઈ છે. તેમના માથાપર નાગની ફેણ છે. એમની જમણી આવેલી ખડક સારી કોતરેલી નથી. તેનીપર ત્રણ અર્ધા કમળો

કોતરેલાં છે. વચલું કમળ સાડા ચાર ફુટ પરિઘનું છે; અને બાજુના નાના છે તે કમળપર પાદુકા છે. કમળ તરફ જવા સારૂ પથરના પગથીયાંનો દાદરો કર્યો છે.

---

## શ્રી ક્ષેત્ર ત્ર્યંબક વર્ણન.

શ્રીક્ષેત્ર ત્ર્યંબક—આ પ્રસિદ્ધ ક્ષેત્રનું ગામ નાસિક જીલ્લામાં નાસિકના અગ્ની ખુણામાં અઢાર માઈલપર છે. નાસિક શેહરથી ત્ર્યંબક સુધી સારી સડકનો રસ્તો છે. આ રસ્તો સને ૧૮૭૧ માં તૈયાર થયેલો હોઈ તેનો સર્વ શ્રેય રા. બા. કાશીનાથ મહાદેવ થત્તેને છે. ટાંગામા જવાથી અઢી કલાક અને મોટરમાં જવાથી દોઢ કલાક થાયછે. સડકની બંન્ને બાજુએ છેવટ સુધી ઝાડોછે. નાસિક છોડયા પછી ત્રણ માઇલપર ડાબી બાજુએ સાતપુર, છઠ્ઠા માઈલ નજદીક પિંપળગાંવ, નવ માઈલ પર મહિરાવણી ગામો આવેછે. પછી આગળ બંબાળે આ ગામ આવે છે, પરંતુ તે સડકથી થોડે દુરછે. ત્યાંથી આગળ અંજનનેરી અને પેગલવાડી એવાં બે ગામ આવેછે. પરંતુ તે પણ સડકથી થોડે દુર રહે છે. પ્રસંગે આપાસે આવેલાં ગામો યાત્રાળુઓને ઘણાંજ ઉપયોગી થઈ પડેછે. ચૌદમાં માઇલપાસે આવ્યા થીતે ઠેકાણે ગણેશખીંડ આવે છે. અહીંથી અંજનનેરી પર્વતનો રમણીય દેખાવ નજરે પડેછે. તે પર્વતપર ઝાડી ઘણી હોઈ ત્યાં તળાવ છે. સોળમા માઇલ નજદીક બાણ ગંગાનદી વહેછે, તે ત્રિંબક ગામની પુર્વ હદ છે. નદીના માથાપર જમણી બાજુએ પ્રયાગ તીર્થ છે; અને ડાબી બાજુએ નિર્વાણી ગોસાઇ લોકોનો અખાડો આવે છે. ગામ આગળ આવ્યા એટલે નાસિક જેવાંજ અહીંઆ પણ ગોરલોકો, નામાવળી લઈ યાત્રાળુઓને પુછ પરછ કરછે. અને જેની પાસે યાત્રાળુઓના પુર્વજોના નામ નીકળેછે

તેઓ તેને તેમનો ગોર માનેછે. યાત્રાળુઓને મ્યુનિસિપાલિટીને દર માણસ દીઠ ચાર આના પ્રમાણે કર આપવો પડેછે જેબદલ રસીદ મળે છે. જેમ જેમ ત્ર્યંબકેશ્વર પાસે આવતું જાયછે તેમ તેમ, અને દુરથી ત્ર્યંબકેશ્વરના મંદીર પરનો ઘુમટ અને ક્ષેત્રમાંના ઘરો જણાયછે ત્યારે દરેક યાત્રાળુઓને આનંદ થાયછે. હવે આપણે ક્ષેત્રમાં ગયા પછી ગોદાવરીનું દર્શન થતાં પ્હેલા વંદન માર્જનાદિ કરવું વગેરે વિચારમાં તે તલીન થઇ જાયછે. ત્ર્યંબકમાં ગોદાવરીનો પ્રવાહ વહેતો નથી. વંદન માર્જન વગેરે કરવાની ભાવનાથી પ્રેરીત થએલાં યાત્રાળુઓને, ગોદાવરીનો પ્રવાહ જ્યારે નજરે પડતો નથી ત્યારે તેઓ તદન નીરાસ થઈ જાયછે. અને સાથે આવેલા ગોરને તે સંબધી જાત જાતનાં પ્રશ્નો પુછી તદન કાયર કરેછે. પછી ગમે તેમ કરીને ગોર યાત્રાળુઓના મનનું સમાધાન કરેછે.

ઇતિહાસીક માહીતી—સુમારે પાંચશો વર્ષ આગાઉ એટલે ત્રિંબકમાં વસ્તી થવા અગાઉ આ જંગલમાનું એક ભયાનક ઠેકાણું હતુ આ ઠેકાણે આવનારા યાત્રાળુઓ અંજનનેરી ગામે પહેલાં ઉતરતાં, અને ત્યાંથી સાથે ભોમીયો લઇ તેઓ જાત્રા કરવા, અને દેવદર્શન કરવા ત્રિંબક જતા હતાં. પછી પાછાં તેઓ અંજનનેરી આવી રહેતાં. એવું કહેવામાં આવેછે કે ત્રિંબક અને નાસિક ( ઈ. સ. ૧૨૭૧—૧૩૦૮ ) દેવગીરીમાં પાંચમાં યાદવ રામચંદ્રના ભાઈ એટલે ગૌળી રાજાના તાબામાં હતા. દક્ષિણ હિંદુસ્થાનના મુસલમાની ઇતિહાસમાં નાસિકની સાથે ત્રિંબકનો ઉલ્લેખ પણ મળેછે અને હજુ સુધી નાસિક—ત્રિંબક એમ બોલવાનો વહીવટ ચાલુછે. દીલ્હીના શાહાજાન બાદશાહના અમલના ત્રીજા વર્ષે એટલે ઈ. સ. ૧૬૨૯ માં ત્રિંબકનો ઉલ્લેખ છે. અને આજ વખતે તેને નાસિક, ત્રિંબક અને સંગમનેર આ ત્રણ ગામો લેવા સારૂ લશ્કર મોકલ્યું. ઇ. સ. ૧૬૬૩ માં નિઝામશાહીના અહમદનગર અથવા ત્રિં·

બકના કીલ્લેદારે મોગલોની સત્તા કબુલ કરી. ઈ. સ. ૧૬૬૫ માં જુન્નર, નાસિક અને ત્રિંબક અને સંગમનેર આ સ્થળોએ લશ્કર મોકલ્યું. માહુલીની હાર પછી ઇ. સ. ૧૬૩૬ માં શહાજી ભોંસલેએ સેનાપતી ખાન ઇમામને ત્રિંબક, ત્રિંગલવાડી, હરીચંદ્રગડ અને બીજાં કેટલાં ઠેકાણો આપવાનાં કબુલ કર્યા. ઓરંગાબાદના સંગમનેર પ્રાંતમાં ઇ. સ. ૧૬૮૦ માં ત્રિંબક હતું. ઓર્મના હસ્તલેખમાં ત્રિંબક અને ગોદાવરી નદી સંબંધી ઉલ્લેખ છે. સને ૧૬૮૨ ના સાલમાં ઔરંગઝેબનો ઓરંગાબાદનો સેનાપતી ગોદાવરીની પુર્વે નાસિક ત્રિંબક આવ્યો. સને ૧૬૮૪ ના સાલમાં સંભાજીના સેનાપતી પેકી એકજણ પોતાના ફોજ સાથે નાસિક ત્રિંબક આવ્યો; કારણ તેની એવી ઇચ્છા હતી કે દરવર્ષે એક વખત પણ દરેક મરાઠાએ નાસિક ત્રિંબકમાંજ રહીને ગંગાસ્નાન કરવું. ઈ. સ. ૧૭૧૬ માં શાહુએ મોગલો પાસે તેને ત્રિંબક આપવા સારૂ માંગણી કરી; પણ તેણી માગણી સ્વીકરાઈ નહી. ત્રિંબક ઇ. સ. ૧૭૨૦ સુધી મોગલોના તાબામાં હતું; અને તે વખતેજ સર્વ ખાનદેશ પ્રાંત સાથે તે નિઝામ પાસે ગયું. સને ૧૭૩૦ ની સાલમાં કોળી રાજાએ ત્રિંબક પોતાને કબજે કર્યું પણ નિઝામે તે પાછું લઈ લીધું, અને ઇ. સ. ૧૭૭૨ સુધી તે તેનાં તાબામાં હતું. તેજ વર્ષે તે મરાઠા સેનાપતીએ લીધું. ઈ. સ. ૧૭૬૭ માં માધવરાવ પેશવાએ પોતાના કાકા રઘુનાથરાવને જે મુલકો આપવાના કબુલ કર્યાં હતા તેમા ત્રિંબકનો સમાવેશ થતો હતો. પેશવાની કારકીર્દીમાં આ ઠેકાણાને ઘણુંજ મહત્વ આપી અહીં દેવાલયો, તીર્થો વગેરે બાંધવામાં આવ્યા. ઇ. સ. ૧૭૯૦ માં મરાઠા દફતરમાના મેહસુલના ખરડાપરથી એમ માલમ પડે છે કે તે વખતે સંગમનેર જીલ્લામાં ત્રિંબક એ તાલુકાનું ઠેકાણું હતું. ઈ. સ. ૧૮૧૮ માં ત્રિંબક એ અંગરેજ સરકારના તાબામાં આવ્યું.

અહી મ્યુનીસિપાલિટીની સ્થાપના ઈ. સ. ૧૮૬૬ માં થઇ અને

સને ૧૮૮૬-૮૭ સાલથી યાત્રાળુઓ પાસેથી કર લેવાની શરૂઆત થઈ. ગામમાં પોસ્ટ અને તાર ઓફીસ છે. મ્યુનિસિપાલિટીની છોકરા છોકરીઓની સ્કુલો છે. અહી વધારે વસ્તી ભીક્ષુક બ્રાહ્મણોની છે. ગામમાં દવાખાનું, પોલીસ થાણું, હાઇ સંસ્કૃત પાઠશાળા, વેદશાળા, પુસ્તકાલય વગેરે સાર્વજનીક ઉપયોગી સંસ્થાઓ છે.

આ ક્ષેત્રની વસ્તી ડુંગરની તળેટી પાસે છે. લોકવસ્તી સુમારે ૩૫૦૦ છે. ક્ષેત્રમાનાં ઘણાં ખરા લોકો તળાવનુંજ પાણી પીએછે. તળાવ શિવાય પીવા લાયક પાણીના ઠેકાણાં જોઈએ તો કુશાવર્ત પાસે આવેલો કેતકી કુવો, ગંગાલય પાસે આવેલો ઠાકુર કુવો, અને ત્ર્યંબકેશ્વરના દેવળમાં આવેલું અમૃતકુંડ છે.

કુશાવર્ત તીર્થથી અંતરે ગોતમાલય પર્વતના ગંગાની બે તરફ હેમાડપંત નામના શિલ્પશાસ્ત્રીએ ઘાટ બાંધ્યા છે. ગંગાનો પ્રવાહ વચ્ચે ગુપ્ત થઈ ચાર પાંચ માઇલપર ચક્રતીર્થથી પાછો પ્રગટ થાયછે.

અહી જે બ્રહ્મગિરી નામનો પર્વત છે તેમાંથી ગોદાવરી, અહિલ્યા, વૈતરણા અને પશ્ચીમ વહેતી ગંગા એવી ચાર નદીની ઉત્પત્તિ છે. અહિલ્યા નદી ગોદાવરીને ગામ આગળ મળે છે અને પશ્ચીમ તરફ વહેતી ગંગા ગોદાવરીને ચક્રતીર્થ આગળ મળી. ગોદાવરી પુર્વ તરફ વહેતી વહેતી બંગાલાના ઉપસાગરમાં મળી. વૈતરણા નદી દક્ષિણતરફ વહેતી હોઈ ઠાણાજીલ્લામાં તે આગળ સમુદ્રને મળેછે.

પુરાણીક હકીકત—ત્રિંબક એ બાર જ્યોતિર્લિંગ પૈકીમાં ત્ર્યંબકેશ્વર એક પ્રસિદ્ધ જ્યોતિર્લિંગ છે. આ જ્યોતિર્લિંગને ત્ર્યંબક એટલે ત્રિનેત્ર કહેછે. કારણ અહીં જળાધારીમાંથી ત્રણ લિંગો દેખાયછે તે નેત્ર

રૂપ છે. જ્યોતિર્લીંગના દર્શનનું ઘણુંજ પુન્ય છે એવું પુરાણમાં પણ પ્રસિદ્ધ છે.

એક દીવસ બ્રહ્મદેવને એમ લાગ્યું કે હું બધામાં શ્રેષ્ઠ હોઈ શીવનો મહીમાં હું એકલોજ જાણું છું આ તેનો અહંકાર વીષ્ણુને સહન ન થવાથી તેણે કહયું કે ઘણું ભારે તપ કર્યું તોપણ મને શંકરના મહાત્મનું જ્ઞાન થતું નથી; તો પછી બ્રહ્મદેવને તે શીરીતે થાય? પછી બંન્ને વચ્ચે એવું ઠર્યું કે, શિવના મસ્તકનો શોધ બ્રહ્મદેવે કરવો અને વીષ્ણુએ શીવના પગનો શોધ કરવો આ પ્રમાણે ઘણા કાળ સુધી બંન્નેએ ઘણો યત્ન કર્યો પણ પત્તો લાગ્યો નહી, ત્યારે બ્રહ્મદેવે કેવડાનું ફુલ અને ગાય નિર્માણ કરી ખોટી સાક્ષી આપવા માટે તેમને સમજાવ્યા અને સુરલોકમાં આવી કહયું કે શીવના મસ્તકપર ગાયના દુધનો અભીષેક કરી કેવડાનું ફુલ ચઢાવી પુજા કરી. વીષ્ણુએ સ્પષ્ટ કહયું કે મને પગનો શોધ લાગ્યો નહીં તો પછી પગના દર્શન તે કયાંથી થાય ? આ પ્રમાણે બંન્નેનું ભાષણ સાંભળી ઈંદ્ર વગેરે દેવો શંકા શીલ થઈ તેનો ખુલાસો કરવા સારૂં તે સર્વે શીવલોકમાં ગયા. ત્યા શંકરે બ્રહ્મદેવનું કપટ જાણી તેને શ્રાપ આપ્યો કે " તું ભુલોકમાં અપુજ્ય થઈશ " સાક્ષી આપનાર કેવડાના ફુલને શંકરની પુજામાં લેવામાં આવશે નહી; અને ગાય હમેશા મુખથી અપવિત્ર થશે. આ શંકરનો શ્રાપ સાંભળી બ્રહ્મદેવે શંકરને શ્રાપ આપ્યો કે, ' તું ભુલોકમાં પર્વત થઈ રહીશ ' તે શ્રાપ મુજબ શંકર ભુલોકમાં પર્વત થઈ પડયા. જે પર્વતને ત્ર્યંબક ગીરી કહેવામાં આવેછે.

કેટલાક કાળ પછી બ્રહ્મદેવે બ્રહ્મગીરીપર આવી શંકરનું આરાધન કર્યું તેથી શંકરે પ્રસન્ન થઈ તેને વરદાન આપ્યું કે " હુ તારૂં નામ ધારણ કરીને આ ઠેકાણે અભેદ ભાવથી રહીશ " આ કારણથી આ પર્વતને ત્ર્યંબકાખ્યગીરી ન કહેતાં બ્રહ્મગિરી કહેવામાં આવ્યુ. આ બ્રહ્મગીરી

ને પાંચ શીખરો છે જેના નામો સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરૂષ અને ઇશાન બ્રહ્મગીરી છે. ઇશાન બ્રહ્મગીરીના પવિત્ર દર્શનથી મહ પાપનો નાસ થાય છે.

## ક્ષેત્રમાંના તીર્થો.

કુશાવર્ત તીર્થ—આ ક્ષેત્ર વસ્તીના મધ્ય ભાગમાં છે. ગોતમ રૂષીએ ગંગાને દર્ભથી અટકાવી, તેથી તેનું કુશાવર્ત નામ પડયું આ કુશાવર્તનું કુંડ શ્રીમંત હોળકર સરકારના ફડણીસ રાવજી મહાદેવ પાર નેરકરે ઇ. સ. ૧૭૬૮ માં બાંધ્યુ, જેથી તેને સાત લાખ રૂપીઆ ખર્ચ થયો એમ કહેવાય છે. કુશાવર્તની આસપાસ ઉત્તરે, પશ્ચીમે અને દક્ષિણે એવી ત્રણ બાજુએ ઓવરા બંધાવ્યા છે. અને આ ઓવરાના ચાર ખુણાપર ચાર દેવાલયો છે. તે શીવાય કેટલાંક નાના નાના દેવો છે

દરેક સોમવારે ત્રીજા પહોરે શ્રી ત્ર્યંબકેશ્વરનો પાંચમુખી સો નાનો મુખવટો પાલખીમાં બેસાડી ઘણી ધામધુમથી કુશાવર્તપર નવ ડાવવા લઇ જાયછે. પશ્ચીમ ઘાટપર દેવને નવડાવે છે. તે વખતે કેટલીક સ્ત્રીઓ અને પુરૂષો દેવને નવડાવે છે તે વખતે પોતે નહાય છે ઘણા લોક પાસેના પગથીયાંપર બેસેછે, અને સ્ત્રીઓ ઓવરાની વચમ બેસેછે. દેવની પુજાનો વખત ઘણોજ રમણીય દેખાય છે. પુજા, અર્ચ વગેરે પુરૂં થયા પછી દેવને પાલખીમાં બેસાડી પાછા ધામધુમથી લા છે. ત્ર્યંબકેશ્વરમાં આવનાર યાત્રાળુઓ બધી ક્રીયા વગેરે આજ તીર્થ પર કરેછે. સ્નાન, દાન, શ્રાદ્ધ વગેરે કર્મો કરવાનું કુશાવર્ત તીર્થ ઘણુંજ પવિત્ર સ્થાન માનવામાં આવ્યું છે.

કનખળ તીર્થ—આ કુશાવર્ત તીર્થની પુર્વ બાજુએ છે. આ તીર્થ વિષ્ણુ મહાદેવ ગદ્રેએ ઇ. સ. ૧૭૮૫ માં સુમારે નવ હજાર રૂપીઆ

આ તીર્થની દક્ષિણે આવેલું કંચન તીર્થ આજ વખતે બાંધ્યું. આમાં શુદ્રના અને કનખળ તીર્થમાં બ્રાહ્મણો પિંડ નાખવાનો વહીવટછે.

ગંગાદ્વાર—બ્રહ્મગિરી પર્વતની ઉપરની તળેટીમાં આ સ્થાન છે. અહી જવા સારૂ પર્વતનો ઘણો ચઢાવ ચઢવો પડેછે. ગંગાનુ મુળ સ્થાન ( ઉત્પત્તિસ્થાન ) અહિં હોવાથી આને ગંગાદ્વાર કહેવામાં આવેછે ત્યાં એક ગંગાની મુર્તી બેસાડીને નાનું દેવળ બાંધવામાં આવ્યું છે, અને તેની આગળ ગાયનું મુખ બનાવ્યું છે. તે મુખમાંથી પ્રવાહ આવી આગળના કુંડમાં પડેછે. ગંગાદ્વાર જવા સારૂ મુંબઈના લોહાણા કોમના શેઠ હંસરાજ કરમસી એ સુમારે ચાળીશ હજાર રૂપીઆ ખર્ચીને લગભગ સાતસો પચાસ પથ્થરના પગથીયાં બાંધ્યાં. ગંગાદ્વાર આગળ આવેલું પાણીનું કુંડ ઘણું નાનું હોવાથી તેમાં નહાવાની સગવડ નથી, અને તેમાનું પાણી ઘણું થંડુ હોયછે. અહીંથી પાસેજ વરાહ તીર્થ છે. આ ઠેકાણે સ્નાન કરવાની સારી સગવડ છે. આ તીર્થની ઉત્તરે કોલાંબીકા નામથી પ્રસિદ્ધ થએલ દેવીની મુર્તી છે. દરેક વર્ષે નવરાત્રના દીવસોમાં સંસ્થાનમાંથી આ દેવીનો ઉત્સવ કરેછે. ગંગાદ્વારમાં ઘણાંજ વાંદરાઓ છે. તેથી જનારાઓએ તેમની સાથે તેમના સારૂં ચણા વગેરે લઈ જઇ તેમને નાખવું એટલે ઇજા કરતાં નથી. ફરાળનું પોટલું અગર ડબ્બા સાથે લીધેલો હોય તો બરાબર સંભાળવો નહી તો દુર્લક્ષ થવાથી વાંદરા તે કયારે લઇ જશે તેનો પત્તો પણ લાગશે નહી. આજ ડુંગરના સપાટ મેદાનપર ઉત્તર તરફ એકસો આઠ લીંગ પથરમાં કોતરેલાં છે; તે શીવાય ખડકમાં કોતરેલી બીજી તેવીસ ગુંફા છે. તે પૈકી એકને ગોરખનાથની ગુંફા કહેછે. તેમા ગોરખનાથની મુર્તી છે. અને ત્યાંજ એક કાનફાટી ગોસાઈ હોય છે.

ગંગાદ્વારના અર્ધા પગથીયાં ચઢી ગયા પછી જમણી બાજુએ રામ લક્ષ્મણ તીર્થ અને રામનું મંદીર આવેછે. રામતીર્થની સામે

ઉમરાના ઝાડની નીચેથી ગંગાનો પ્રવાહ વહેતો આવી તે રામતીર્થને મળેછે. આ તીર્થ અને મંદીર ગોપાળરાવ ધાનેકરે સુમારે અઢી હજાર રૂપીઆ ખર્ચ કરી ઇ. સ. ૧૮૦૦ માં બંધાવ્યા એમ કહેવાય છે. અર્ધાં પગથીયાં ચઢી ગયાં પછી આરામ લેવાનું સારૂં સ્થળ છે.

બિલ્વતીર્થ—આ ઉત્તરે નીલ પર્વતની સપાટીપર છે. આ ઘણું મોટું હોઇ ગોળ આકારનું છે. નારાયણ વિનાયક ગોગટેએ આ ઇ. સ. ૧૮૪૪ માં સુમારે પાંચ હજાર રૂપીઆ ખર્ચ કરી બંધાવ્યું. આનું પાણી ઘણુંજ હારૂ છે. આ તીર્થની પાસે ત્ર્યંબકેશ્વરને ચઢાવવાના ફુલોને બાગ છે. અને તે સારૂ આ તીર્થના પાણીનો ઉપયોગ કરવામાં આવેછે. સામે બિલ્વકેશ્વરનું સ્થાન છે.

નીલપર્વત—ગામની ઉત્તરે પાસેજ અર્ધા માઇલપર આ એક નાની ટેકરી છે પર્વતપર ચઢી જવાસારૂ મુંબઇના એક કપોળ વેપારીએ સુમારે સોળ હજાર રૂપીઆ ખર્ચ કરીને ૧૫૦ પગથીયાં સને ૧૮૫૮ ની સાલમાં બંધાવ્યાં. પર્વતપર અહઃબાણી ગોસાઇનો એક અખાડો છે અને નિલાંબિકા દેવીનું એક પ્રસિધ્ધ મંદીર છે. નવરાત્રના નવ દીવસ દેવીનો ઉત્સવ સંસ્થાનમાંથી થાય છે. ઉત્સવના દીવસે ક્ષેત્રના સેંકડો સ્ત્રી પુરૂષોની દર્શન કરવા સારૂ ગરદી હોયછે. દેવીનો મુગટ હોઇ, તેનો ચહેરો ભવ્ય છે. મંદીરના પશ્ચીમ ભાગમાં થોડા ચઢાવપર ગોંસાઇનું જોવા લાયક એક દત્તમંદીર છે. તેની પેલી બાજુએ નીલકંઠેશ્વરનું દેવળ છે. આ ટેકરીથી સામેનો દુરનો દેખાવ ઘણોજ રમણીય લાગેછે.

પ્રયાગતીર્થ—આ ક્ષેત્રથી બે માઇલ છે. પહેલા ક્ષેત્રમાં આવનાર યાત્રાળુઓને આ નજરે જોવામાં આવેછે. આ તીર્થ ધર્માર્થી અને દાનશુર અહિલ્યાબાઇ હોલકરે પચાસ હજાર રૂપીઆ ખર્ચ કરી ઇ. સ. ૧૭૮૦ માં બંધાવ્યું. શિવાય તેની પાસેજ ગોંસાઇ લોકોને રહેવા સારૂં

મઠ બાંધેલા હોઇ તેમનો નીર્વાહ થવા સારૂ ઉપજ પણ કરી આપી છે. આ મઠને અખાડો કહેછે. આ ઠેકાણે સિંહસ્થમાં ગંગાના સ્નાન કરવા સારૂ ગોસાઈ લોકોનો મોટો મેળો ભરાય છે.

ઇંદ્રતીર્થ—આ તીર્થ કુશાવર્તની પુર્વે, પાસેજ છે. વિષ્ણુ મહાદેવ ગદ્રેએ ઈ. સ. ૧૭૮૮ ની શરૂઆતમા જે વખતે ઇંદ્રેશ્વરનું દેવળ બંધાવ્યું તેજ વખતે આ પણ સાથે બંધાવ્યું. આ તીર્થનું બાંધકામ ઘણું સારૂછે, પરંતુ આનું પાણી સારૂં નથી. આ તીર્થની સામેજ ઇંદ્રેશ્વરનું દેવળ છે.

બલ્લાળ તીર્થ—આ બલ્લાળેશ્વર નજદીક હોઇ શ્રીમંત રઘુનાથરાવ પેશવાએ વીશ હજાર રૂપીઆ ખર્ચ કરી ઇ. સ. ૧૭૮૨ માં બંધાવ્યું

ગંગાસાગર અથવા ગંગાલય—આ નામનું એક તળાવ છે. આ ગામની પશ્ચીમ બાગ તરફ હોઇ તેની પેલી બાજુએ લોકની વસ્તી નથી આ તળાવ સાધારણ મોટું છે. પરંતુ અંદરનું પાણી પીવાલાયક નથી. હાલમા આ તળાવનું પાણી ગામલોકો અને યાત્રાળુઓ કપડાં ધોવામાં વાપરેછે. આનું બાંધકામ નારોશંકર રાજે બહાદુરે પોણે લાખ રૂપીઆ ખર્ચી કર્યું.

ગૌતમાલય—રામેશ્વરના દેવળ પાસે ઉપર પ્રમાણેજ એક મોટું દેવળ છે. આનીપાસે ગંદનાગં લોકો કપડા ધોવા સારૂ તેનો સારો ઉપયોગ કરેછે. આ તળાવનું પણી પીવાલાયક નથી. આની બાંધણી સારી અને મજબુતછે. આ તળાવના કાંઠે ગૌતમેશ્વરનું દેવળ છે. શિવાય આ ઠેકાણે દેવના ઉપયોગમાં આવનાર ફુલોનો બગીચો છે. તે બાગને આ તળાવનું પાણી ઘણુંજ ઉપયોગમાં આવેછે.

વિસોબાનું તળાવ—આ ગામની દક્ષિણે અહિલ્યા નદીના કાંઠે

છે. આ તળાવનું પાણી સારૂ હોવાને લીધે ગામના ઘણા ખરા લોકો તે પીવામાં વાપરે છે. ગામમાં હાલમાં જે પાણીના તળાવ, બંધારા, કુવો છે, તે સર્વેમાં આનો પહેલો નંબર લાગેછે. આ તળાવમાં કપડા ધોવા, સ્નાન કરવું વગેરે બંધ કરેલ છે. જુન્નરના નારોપંત આમડેકર એમના કારકુન વિસાજીપંત કેળકર એમની નજર હેઠળ આ તળાવનું બાંધકામ થએલ હોવાથી તેનું નામ વિસોબાનું તળાવ એમ પડયું. આ તળાવ ઈ. સ ૧૭૭૮ માં બંધાવ્યું; અને તે બાંધવા સારૂ સુમારે પચીસ હજાર રૂપીઆ ખર્ચ થયો.

મોતીતળાવ—આ નીલગંગાની પેલી બાજુએ છે. મોતીભાઇ ચોધરીએ સતર હજાર રૂપીઆ ખર્ચી ઇ. સ. ૧૭૯૦ માં તે બંધાવ્યું.

આ સિવાય મુકુંદ તીર્થ એ મહામારી સામે, અને મનકર્ણિકા તીર્થ એ દિક્ષીતના ઘરની સામે છે.

---

## ક્ષેત્રમાંના દેવસ્થાનો.

શ્રીત્ર્યંબકેશ્વરનું દેવળઃ—આ ક્ષેત્રમાં આ મુખ્ય દેવસ્થાન છે. આ દેવળનું કામ જુની શીલ્પ પદ્ધતીનું છે. સાધારણ વચગાળે ત્ર્યંબકેશ્વરનું દેવળ પુર્વાભિમુખી હોઇ તેની ફરતે મજબુત કોટ છે; અને તેની ચારે બાજુએ દરવાજા છે. દેવળની ફરતે ફરસબંદી ખુલ્લું ચોગાન છે. ઉત્તર તરફનો દરવાજો મોટો હોઇ ત્યાં નગારખાનું છે. પુર્વ, દક્ષિણ અને ઉત્તર આ દીશામાં આવેલાં દરવાજામાંથી દેવળમાં જવાય છે. સામે સભામંડપ છે, દેવળની અંદર નાની નાની ડેરીમાં સુંદર અષ્ટભૈરવ વગેરેની મુર્તીઓ બેસાડેલી છે.

મુખ્ય મંદીરમાં વચભાગે જળાધારી છે. બીજે ઠેકાણે જે પ્રમાણે જળાધારીમાં લીંગ બેસાડેલાં છે તે પ્રમાણે અહીં નથી. જળાધારીમાં

સુમારે ઘોટો ભરાય તેટલું પાણી રહે એવો ખાડો છે; અને તેની તળીયે ત્રણ સોપારીઓ મહાય એવા આકારના બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ નામના લીંગો છે; એમ કહેવાય છે. આ લીંગોની ઉપરની બાજુએ ગંગાના પાણીનો સૂક્ષ્મ પ્રવાહ હંમેશા વહે છે, તેથી ખાડો જ્યારે જોઈએ તે વખતે ભીનોજ જોવામાં આવે છે. જ્યારે ફાટમાંથી તે પ્રવાહ આવે છે ત્યારે તેમાંથી એક જાતનો અવાજ થાય છે, તેને મેઘનાદ એમ કહે છે.

આ દેવળનું બાંધકામ નાનાસાહેબ પેશવાની કારકીર્દીમાં શરૂ થઈ ઇ. સ. ૧૭૮૬ માં તે પુરૂં થયું. પરંતુ આ બાંધકામ પુરૂં થવા પહેલાંજ નાનાસાહેબ સ્વર્ગવાસી થયાં. એવું કહેવામાં આવે છે કે આ બાંધકામ સારૂં સુમારે નવ, દશ લાખ રૂપીઆ ખર્ચ થયો.

આ દેવસ્થાનને વારસીક બાર હજાર રૂપીઆની સરકારી નેમણુક છે. દેવળપરનો સોનાનો કળસ અને વૃષભધ્વજ શ્રીમંત અન્નાસાહેબ વિંચુરકરે કરી આપ્યાં છે. તેનીપર ત્રિશુળ છે. દેવનો એક રત્નજડીત મુગટ અને લાકડાનો રથ આ બે વસ્તુ જોવા જેવી છે. મુગટ માટે એમ કહેવામાં આવે છે કે પહેલાં તે માઈસોરના રાજા પાસે હતો તેમની પાસેથી તે મોગલોના વખતમાં દીલ્હી ગયો. ત્યારપછી ત્યાંથી ભાઉસાહેબ પેશવા તેને પુણામાં લાવ્યા. અને આ દેવસ્થાનને અર્પણ કર્યો. આ મુગટપરનું રત્નજડીત કામ ઘણુંજ જોવા લાયક છે: અને તેને પાણીદાર મોતીની કલગી હોવાને લીધે તે અત્યંત શોભાયમાન લાગે છે. બહાર ગામના લોકો તે મુગટ જુએ તેથી તે મુગટ દરેક સોમવારે પાલખીના દીવસે સંસ્થાનના કારભારી તેને બહાર કાઢે છે. બીજી વસ્તુ એટલે દેવસ્થાનને આપેલો લાકડાનો રથ છે. આ રથ શ્રીમંત અન્નાસાહેબ વિંચુરકરે બાર હજાર રૂપીઆ ખર્ચ કરી ઈ. સ. ૧૮૬૫ માં દેવસ્થાનને અર્પણ કર્યો. તે વરસથી શ્રી. વિંચુરકર દરેક વરસે પોતા-

ના ખરચથીજ રથોત્સવ કરે છે. આ ઉત્સવ કાર્તીકી પુનેમે હોય છે. તે વખતથીજ ત્યાં રથોત્સવ સારૂ યાત્રાળુ ઓ આવવા લાગ્યા છે. ઉત્સવના દીવસે શ્રી ત્રિંબકેશ્વરનો પંચવટી સોનાનો મુખવટો અને તેનીપર રત્નજડીત મુગટ પહેરાવી ત્રંબકેશ્વરની મુર્તીને મોટી ધામધુમથી પાલખીમાં બેસાડી સ્નાન માટે કુશાવર્તપર લાવે છે. તે વખતે બધી વ્યવસ્થા સંસ્થાનિક પધ્ધતીની હોય છે. તેથી આ વરઘોડાનો ઠાઠ ઘણોજ જોવા લાયક થાય છે.

દેવસ્થાનનો કારભાર જોગળેકરે કુટુંબ કરેછે અને તે હાલમાં રાવસાહેબ માધવરાવ નારાયણ જોગળેકર કરે છે. તેમનાં કુટુંબમાનાં એક પુર્વજોએ ત્રિંબકનો કીલ્લો પેશવાને મેળવી આપવાના કામમાં મદદ કરી હતી તેથી તેને તળેગાવની જાગીરી મળી. જે હજુસુધી તેમના તાબામાં છે. જોગળેકરે દેવસ્થાનની વ્યવસ્થા સારી રાખી છે. દેવસ્થાનને એકંદર ૬૦ થી ૭૦ માણસોનો રજવાડી સરંજામછે.

શ્રી ત્ર્યંબકેશ્વરના મુખવટા બે છે. જેમાં એક ચાંદીનો એકમુખી છે અને બીજો સોનાનો પાંચ મુખી છે. એકમુખી ચાંદીનો મુખવટો ત્રીકાળ પુજા વખતે ઉપયોગમાં લાવે છે. આ મુખવટો પારહાળેના ગુજર ન્યાતીના શ્રીમંત વાણીઆ ગુલાબદાસ એમને તૈયાર કરાવી દેવસ્થાનને આપ્યો. સોનાનો મુખવટો દરેક સોમવારે પાલખીના વખતે અને ખાસ પ્રસંગે કાઢવામાં આવેછે. પંચમુખી સોનાનો મુખવટો જે હાલમાં છે, તે સારૂં એમ કહેવામાં આવેછે કે જે પહેલો મુગટ હતો, તે યશવંતરાવ હોળકરે પેશવાનાં પ્રાંતમાં લુટફાટ કરતી વખતે લીધો. આગળ રાવબાજીએ ઇ. સ. ૧૮૧૬ મા તુંગારાનું ઉત્પન્ન જપ્ત કર્યું અને જપ્ત કરેલી ઉત્પન્નમાંથી ખર્ચ કરી આ નવો મુખવટો કરી આપ્યો.

મહાશિવરાત્રી, વૈકુંઠ ચતુર્દશી અને ગ્રહણના વખતે મહાપુજા થાય છે. મહાશિવરાત્રીના દીવસે અહીં મોટી યાત્રા ભરાય છે.

શ્રી કૃષ્ણમંદીર—આ કુશાવર્ત તીર્થની પાછલી બાજુએ છે. આ મંદીર મુંબઈના શિવરયા નામના એક વેપારીએ ઈ. સ. ૧૯૦૨ માં લગભગ આઠ હજાર રૂપીઆ ખર્ચ કરી બંધાવ્યું. મંદીરના અંદરની મુર્તીઓ સફેદ પથ્થરની અને નવા ઘાટની છે. દરસાલ જન્માષ્ટમીનો ઉત્સવ કરવામાં આવે છે. આ દેવસ્થાનની વ્યવસ્થા યજુઃશાખીય મંડળીના હાથમાં હોઈ તે ઠીક છે.

શ્રી ગંગામંદીર—કુશાવર્ત તીર્થની ઉત્તર તરફ આવેલી ઓરડીની પેલી તરફ એક પતરાનું નાનું મંદીર છે. અંદર સફેદ પથ્થરની ગંગાની મુર્તી હોઈ પ્રેક્ષણીય છે. ઈ. સ. ૧૯૦૦ માં કેટલાક જણાએ ઉઘરાણું એકઠું કરી આ મંદીર બંધાવ્યું. દરવરસે દસરાનિમીત્તે મહા મહીનામાં ગંગાનો અહી દસ દીવસ ઉત્સવ થાયછે. આ પણ મંદીરની વ્યવસ્થા યજુઃસાંખીય મંડળીના હાથથી થાય છે. આ મંદીરને કેટલાક ધર્માર્થી લોકોએ ઘણી ખરી ઉપોગી વસ્તુઓ અર્પણ કરી છે.

પરશુરામ મંદીર—જેવી રીતે યજુઃશાખીય મંડળીએ ઉઘરાણું કરી કૃષ્ણમંદીર અને ગંગા મંદીર બંધાવ્યા છે તેવીજ રીતે ઉઘરાણું એકઠું કરી ઇ. સ. ૧૮૭૬ માં અહીની કોંકણસ્થ મંડળીએ સાર્વજનીક ઉઘરાણીથી આ મંદીર બંધાવ્યું છે. અંદરની સફેદ પથ્થરની પરશુરામની મુર્તી ઘણીજ સારી અને જોવા લાયક છે. શિવાય નીચેની બાજુએ કાળા પથ્થરની બેઠા ઘાટની સારી નારાયણની મુર્તી છે. આ દેવસ્થાનને જવ્હાર સંસ્થાનના કે. શ્રીમંત પતંગ શાહએ ઇ. સ. ૧૮૭૯ થી દરસાલ સો રૂપીઆની નેમણુક કરી આપીછે. વૈશાખ મહીનામાં પરશુરામ જયંતીનો ઉત્સવ હોય છે. આ મંદીરમાં હિરણ્યકેશીય વેદશાળા છે. મંદીરની વ્યવસ્થા સારી છે.

શ્રીરામ મંદીર— આ મંદીર પરશુરામ મંદીરની ઉત્તરે થોડે દુર છે. યજુર્વેદી, કોંકણસ્થ મંડળી પ્રમાણેજ દેશસ્થ ઋગ્વેદી મંડળીએ

પોતપોતામાં ઉઘરાણું કરી બંધાવ્યું છે. મંદીરમાં રામ, લક્ષ્મણ અને સીતા એની ત્રણ પથ્થરની મુર્તીઓ હોઈ તે ઘણીજ રમણીય છે. દેવસ્થાનનો ખર્ચ પોતપોતામાં ઠરાવી કરે છે. ચૈત્ર મહીનામાં આ મંદીરમાં રામનવમીનો ઉત્સવ હોય છે. સંસ્થાનના માજી કારભારી કે. નારાયણરાવ તાત્યા સાહેબ જોગળેકરે આ મંદીરને એક નાનો રથ અર્પણ કર્યોછે.

શ્રી લક્ષ્મીનારાયણ મંદીર—આ મંદીર ગંગાનદીના કાંઠે લાકડાના પુલની સામે હોઇ છેક નાકાપર છે. જુની ઈમારત પાડી તે ઠેકાણે હાલનું મંદીર મુંબઈની ભાટીયા કોમની બાઈએ બંધાવ્યું છે. આ મંદીરની વ્યવસ્થા તે બાઇના ઉપાધ્યા દેવકુટે પાસે છે.

નિવ્રતીનાથનું મંદીર—આ ગંગાસાગર તળાવની પાસેજ છે.

શ્રી જ્ઞાનેશ્વર મહારજના વડીલ બંધુ નિવૃતીનાથ મહારાજની અહીં સમાધી છે. આ મહાન સાધુ હોઈ બ્રહ્મનિષ્ટ હતા. સમાધીપર આવેલું મંદીર જોગળેકર એમના એક લક્ષ્મણલાલ નામના સિપાઈએ બંધાવ્યું છે, અને ફરતી ધર્મશાળા અને સામેનાં સભામંડપ વારકરી મંડળે બાંધ્યો છે. નિવ્રતીનાથની પુણ્યતીથીના દીવસે એટલે પોષ વદ અગીયારસે અહીં મોટી યાત્રા ભરાય છે. આ વખતે વારકરી પંથની સર્વ સંત મંડળી આવે છે. બીજે દીવસે એટલે બારસે વરઘોડો નીકળે છે.

ત્ર્યંબકમાં વસ્તી હોવા પહેલાં સાતસે વર્ષ અગાઉ આ મંદીર એક સાધુએ શોધી કાઢયું હતું. આ સમાધી સામેજ બ્રહ્માનંદ સ્વામીની સમાધી છે.

કીલ્લો—આ ડુંગરનો કીલ્લો છે. એ સમુદ્ર સપાટીથી ૪૨૪૮ ફુટ ઉંચો અને ગામની સપાટીથી ૧૮૦૦ ફુટ ઉંચો છે. આ ઘણું કરીં હમણાં ભાંગેલ હાલતમાં છે. ઉપર ચઢયા પછી સપાટી લાગે છે. મુળ ગંગાનું ઠેકાણું ઉપર છે.

કરાંચીના લાલચંદ જમ્નોદાનંદ ભંભાણી નામનાં એક શ્રીમંત વેપારીએ ઉપર મુળ ગંગાતરફ જવા સારૂં ઘણો ખર્ચ કરી પગથીઆં બાંધી સારો રસ્તો કર્યો છે. આ કારણથી ચઢવાનો રસ્તો સુગમ હોવાથી ઘણા યાત્રાળુઓ અહીં જાય છે. તેની સામે એક કુંડ છે. તેનું પાણી ઘણુંજ થંડું હોઈ પીવામાં મીઠું લાગે છે. તેનીપર ત્ર્યંબકેશ્વરનું દેવળ છે અને બાજુએ ઓરડીઓ છે દેવાલય કીલ્લાના છેક કાંઠે છે. એક તરફ દેવળની ભીંત, બીજી તરફ તુટી ગએલા ઉંડો કરો અને વચમાં ચાલવાને ઘણોજ સાંકડો એવો રસ્તો હોઇ પ્રદક્ષિણા ફરવી અતીશય જોખમકારક છે. પ્રદક્ષણા ફરતી વખતે સાગે જોઈ સંભાળીને ચાલવું પડે છે, નહી તો આમ તેમ જોવાથી કદાચ નજર ચુકવાનો સંભવ છે. આ ઠેકાણેથી સામેનો દેખાવ ઘણોજ રમણીય દેખાય છે. આ દેવળની ઉપરની બાજુએ પાસેજ ગંગાનું મુળસ્થાન છે તેની પેલી તરફ જ્યાં શ્રીશંકરે જટા પછાડેલી તે જગ્યા છે. ખડકનો રેશા જેવો કાંઇક ભાગ જણાય છે તેને તે શંકરના મસ્તકપરની જટા છે એમ કહેવામાં આવે છે. કીલ્લાપરથી ઉપરને ઉપર એક ભાગના છેડાપરથી બીજા ભાગના છેડાપર જવાય છે. ગંગાદ્વારે આવી આગળ જતાં ભંડાર દુર્ગા નામનું ઠેકાણું આવે છે; અને તેની આગળ ઉત્તરે કીલ્લો પુરો થાય છે. તે જગ્યાએ ખડક ફોડીને અગાસી જેવી સપાટી કરેલ છે. શત્રુઓ સાથે લડતાં ફાવે તેથી જ્યાં ત્યાં મારાની જગ્યા રાખવામાં આવી છે.

ઇતિહાસીક દ્રષ્ટીથી જોતાં પહેલાનાં વખતમાં આ કીલ્લો ઘણોજ મહત્વનો હતો; પરંતુ હાલમાં તેનો કોટ વગેરે પડી ગએલ સ્થીતીમાં હોવાથી, અનાજ રાખવાની કોઠી વગેરે, કોઇનો બાકીનો ભાગ ફક્ત હજુ સુધી જોવામાં આવે છે.

કેદારેશ્વર—આ કુશાવર્ત તીર્થની પાસે હોઇ ઈ. સ. ૧૭૫૦ માં રાવજી મહાદેવ પારનેરકરે બંધાવ્યું.

ઈંદ્રેશ્વર આ ઇંદ્ર તીર્થની પાસે હોઈ ઇ. સ. ૧૭૮૮ માં વિષ્ણુ મહાદેવ ગદ્રેએ સુમારે પચાસ હજાર રૂપીઆ ખર્ચી બંધાવ્યું.

વિષ્ણુ મંદીર—આ હેમાડપંતે બાંધેલું હોય ત્ર્યંબકેશ્વરના કોટ પાસે છે.

ત્રિસંધ્યેશ્વર—આ ત્રંબકેશ્વરના કોટની બહાર દક્ષિણે હોઈ બાપુભટ કાલેકરે બંધાવ્યું.

કંચનેશ્વર—આ કંચન તીર્થ પાસે હોઈ શિવભટ ખરે એ ઈ. સ. ૧૭૭૩ માં બંધાવ્યું.

બલ્લાળ વિનાયકનું મંદીર—આ કુશાવર્તની સામે છે. અને તે રઘુનાથરાવ પેશવાએ ઈ. સ. ૧૭૮૨ માં બંધાવ્યું. તે બાંધવા સારૂ તેને લગભગ ત્રીસ હજાર રૂપીઆ ખર્ચ થયો.

રામેશ્વર—આ ગૌતમાલય તળાવ પાસે છે અને તે ૧૭૯૨ ના સાલમાં વામન શાસ્ત્રી ખાડીલકરે બંધાવ્યું.

ગૌતમેશ્વર—આ ગૌતમાલય તળાવ પાસેજ હોય નારો દામોદર પંડીતે સાંઠ હજાર રૂપીઆ ખર્ચી બંધાવ્યું.

કાશીવિશ્વેશ્વર—આ જોગળેકરના ઘરની સામે હોઈ તે તમને બંધાવ્યું.

જવરેશ્વર—આ કનખલ તીર્થ પાસે છે. આ ઇ. સ. ૧૭૯૮ માં સખારામ બાપુ બોકીલે બંધાવ્યું.

મુકુંદેશ્વર—આ મહામારી પાસે છે અને ઈ. સ. ૧૭૯૨ માં તે ધનશેઠ દરજીએ પંદર હજાર રૂપીઆ ખર્ચ કરી બંધાવ્યું.

ત્રિભુવનેશ્વર—આ કોઠી પાસે હોઈ ૧૭૭૯ ના સાલમાં ધર્મમુર્તી અહલ્યાબાઈ હોલકરે તે બાંધ્યું; અને તે બાંધવા સારૂ લગભગ બે હજાર રૂપીઆ ખર્ચ થયો.

ભુવનેશ્વરી—આ ગંગા તળાવની ઉપરની બાજુએ છે.

ઉપર બતાવેલાં સ્થળો શીવાય બીજાં કેટલાંક દેવળો અને દેવો છે.

દર બાર વરસે જે વખતે સિંહરાશીમાં ગુરૂ આવે છે તે વખતે પર્વકાળે આ ક્ષેત્રમાં મોટી જાત્રા ભરાય છે. આ સિંહસ્થ પર્વણીની જાત્રા એક વરસ સુધી સતત ચાલુ રહે છે.

આજ પર્વણીના વખતે ગોદાવરીના સ્નાન સારૂ ગોસાઇ વેરાગીઓના ઠરાવેલ ૫, ૭ અખાડા અહીં આવે છે. આ મંડળી ઉત્તર હિંદુસ્થાનમાંથી પોતાના સાહિત્ય સાથે ઝુંડને ઝુંડ ધજા પર્વ સાધવા સારૂ અગાઉથી આવી ઉતરેલા હોય છે.

આ પર્વ લાગવાની વખતે અસલના ચાલતા આવેલા રીવાજ પ્રમાણે દરેક અખાડાનું ટોળું ઘણા ઠાટમાટથી કુશાવર્ત પર નહાવા જાય છે. અને પોતપોતાની ધજા નીચે દરેકજણ નહાઈ આવે છે. પછી સર્વ ઝુંડ પાછું જાય છે. તે વખતનો દેખાવ જોવા લાયક હોય છે. વચ્ચે મહંત અને તેની ફરતે નાના પ્રકારના શંખ, કર્ણ, ભેરી, ઢોલ, રણશીંગ, ખંજરી વગેરે વાજા વગાડતાં શિષ્ય મંડળ જોઈ ખરેખર કૈલાસમાંથી પોતાના શીવગણો સાથે શંકરની સ્વારીનોજ થાટ છે કે કેમ! એવો ક્ષણભર ભાસ થયાવીના રહેતો નથી. ગોસાઈ બાવાના બહાર ગામથી આવેલા અખાડા પૈકી કેટલાક પંથના અખાડા અહીંઆ કાયમના હોય કેટલાક આ વખતનેજ માટે તૈયાર કરવામાં આવેછે. બ્રહ્મગીરીની પ્રદક્ષણા કરવી એ જાત્રાની વિધીનો એક ભાગ છે આ પ્રદક્ષણા દસ કોસની છે એમ કહે છે. મજબુત માણસને પણ પ્રદક્ષણા કરવા સારૂં ત્રણ કલાક લાગે છે. સવારના શાંત વખતે પ્રદક્ષણા કરવા નીકળવું એ સુખકારક અને આનંદદાયક છે, તેથીજ સૂર્યોદય થતાં પહેલાં સ્નાન સંધ્યા વગેરે કુશાવર્ત પર કરી પ્રદક્ષણા કરવા જવું. કુશાવર્તને જમણી બાજુએ રાખી શ્રી ત્ર્યંબકેશ્વરના દર્શન કરવાં. પછી શની અને હન-

માનજીના રસ્તે પ્રયાગતીર્થ જવું. આગળ તેને જમણી બાજુએ રાખી જુદી જુદી દીશાએથી રસ્તો બદલતાં જઈ બ્રહ્મગીરી પર્વતની પ્રદક્ષણા થઇ શકે છે. છેવટે ફરી ત્ર્યંબકેશ્વરના દર્શન કરી કુશાવર્તને પગે લાગ્યા પછી પ્રદક્ષણા પુરી થઇ એમ સમજવું. પ્રદક્ષણાના રસ્તામાં આવતાં કેટલાંક પવિત્ર સ્થાનો અને તીર્થો, સરસ્વતી, વારી, વૈતરણા, ગૌતમાશ્રમ, ભુજંગતીર્થ, નરસિંહતીર્થ, નિલાંબિકા અને મુકુંદતીર્થ આજ છે. મોટી પ્રદક્ષણા હરીહરની હોઈ તે વીસ કોસની છે એમ કહે છે. તેની પ્રદક્ષણા વૈતરણી સુધી સરખીજ છે. ભુજંગતીર્થ આવ્યાં પછી પહેલાં પ્રમાણેજ પ્રદક્ષણા પુરી કરવાની છે. ત્યાંથી પ્રદક્ષણાનો રસ્તો બદલાઈને તે નરસિંહતીર્થ આગળ મળે છે. માર્ગમાં આવતા બ્રહ્મ કમંડળુ તીર્થ અને હરીહર તીર્થ વગેરે છે.

ત્ર્યંબકેશ્વર પ્રીત્યર્થ લીધેલી બાધા નાગ નારાયણ બળી અહીં કરવાનો રીવાજ છે.



પ્રીંટર પં. વિ. પાઠક એને માલીકને માટે જગદીશ્વર છાપખાનામાં છાપ્યું. ગીરગાવ ગાયવાડી ઘર નં. ૯ મુંબઈ.

શંકર ગણેશ ગોચિડે એમણે મુંબઈ ( દાદર ) માં લેડી જમશેદજીરોડ આચાર્યાની ચાલમાં પ્રસીદ્ધ કર્યું છે.

